સૌ. પાર્વતીકુંવર સ્મારક ગ્રન્થમાળા, નં. ૧૬.

# બાળકનું ગૃહશિક્ષણ.

રચનાર,

સૌ. શારદા મહેતા, બી. એ.

અમદાવાદ

છપાવી પ્રસિદ્ધકર્તા.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આ "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ

મોદીવાળાએ છાપી. જમાલપુર રોડ - અમદાવાદ.

ઈ. સ. ૧૯૧૯ સંવત ૧૯૭૫.

આવૃત્તિ ત્રીજી. પ્રત ૧૦૦૦

કીંમત અઢી આના.

સૌ. પાર્વતીકુંવર સ્મારક ગ્રન્થમાળા, નં. ૧૩.

# બાળકનું ગૃહશિક્ષણ.

રચનાર,

સૌ. શારદા મહેતા, બી. એ.

અમદાવાદ

છપાવી પ્રસિદ્ધકર્તા,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

ધી "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ ઝાંડીવાળાએ છાપી. જમાલપુર રોડ અમદાવાદ.

ઈ. સ. [illegible] સંવત [illegible]

આવૃત્તિ ત્રીજી. પ્રત ૧૦૦૦

કીંમત અઢી આના.

# સૌ. બાઈ પાર્વતીકુંવર સ્મારક ગ્રન્થમાળાનો ઉપોદ્ઘાત.

સ્વદેશભક્ત અને સંસાર સુધારક સ્વર્ગવાસી રા. સા. મહીપતરામ રૂપરામનાં પત્ની સૌ. બાઇ પાર્વતીકુંવર સને ૧૮૮૦ માં ગુજરી ગયાં, તેમના સદ્દવિચાર અને સદ્દગુણોના સ્મારક તરીકે સ્ત્રીઓમાં સુનીતિ અને સદ્ધર્મની વૃદ્ધિ કરવાના હેતુથી એક ફંડ રૂ. ૨૦૦૦નું ઉભું થયું હતું. તેની વ્યવસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તક સોંપવામાં આવી છે. એ ફંડના વ્યાજમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો રચાવી, સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | સીતા દમયંતીનાં આખ્યાન. (આવૃત્તિ ૯ મી.) | ૦–૩–૦ |
| ૨. | નારીશિક્ષા ભાગ ૧ લો. (આવૃત્તિ ૫ મી.) | ૦–૮–૦ |
| ૩. | નારીશિક્ષા ભાગ ૨ જો. (આવૃત્તિ ૫ મી.) | ૦.૧૦.૦ |
| ૪. | પાર્વતીકુંવર ચરિત્ર. (આવૃત્તિ ૩ જી.) | ૦–૩–૦ |
| ૫. | કુમારી કાર્પેન્ટરનું જીવનચરિત્ર. | ૦–૩–૦ |
| ૬. | કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ. | ૦–૨–૦ |
| ૭. | નશીબ ને ઉદ્યોગ વિષે નિબંધ. | ૦–૨–૦ |
| ૮. | ગૃહિણીકર્તવ્યદીપિકા. | ૦–૧૦–૦ |
| ૯. | નામાંકિત નારીઓ. | ૦–૭–૦ |
| ૧૦. | શિક્ષણશાસ્ત્ર. | ૦–૮–૦ |
| ૧૧. | ખગોળસંબંધી વ્યાખ્યાનમાળા (વ્યાખ્યાન ૧લું. પૃથ્વી.) | ૦–૨–૦ |
| ૧૨. | પદાર્થ વિજ્ઞાનનાં મૂળતત્ત્વો–ભૌતિક વિદ્યા. | ૦–૩–૦ |
| ૧૩. | બાળકનું ગૃહશિક્ષણ. | ૦–૨–૬ |

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ઓફીસ,

અમદાવાદ, તા. ૧૫–૭–૧૫.

# અનુક્રમણિકા.

# બાળકનું ગૃહશિક્ષણ.

## પ્રકરણ ૧ લું.

### સામાન્ય વિચાર.

(અ) સૃષ્ટિક્રમમાં બાળકનું મહત્વ કેટલું બધું છે તે વિષે હજી સુધી ઘણું અજ્ઞાન જોવામાં આવે છે. બાળકો જ મોટાં થઇને મનુષ્ય થવાનાં છે, તો તેઓ આગળ જતાં સદ્વર્ત્તનશાળી કેવી રીતે થાય એ મોટો પ્રશ્ન છે. નાનપણથી જ જો સારાં લક્ષણનાં બીજ રોપાંશે તો મોટાં થયે સારાં જ ફળ નીવડશે, એ સહજ સમજી શકાય એવી વાત છે. છતાં બાળકની કેળવણી ઉપર ઘણુંજ થોડું લક્ષ અપાય છે.

નિશાળોમાં મળતું જ્ઞાન તે કાંઈ સંપૂર્ણ કેળવણી કહેવાય નહિ. બાળકો પ્રથમનાં દશ વર્ષમાં જેટલું શીખે છે તેટલું આખી ઉમરમાં શીખતાં નથી. તેમને ખરેખરી સંગીન કેળવણી આપવાનો ખરો વખત એજ છે.

હવે આ કુમળી વયમાં બાળક પોતાનો ઘણોખરો વખત માતા પાસે ગાળે છે; તેથી એની ખરી કેળવણીનો આધાર માતા ઉપર જ છે. તે ઉપરાંત નાનપણથી જે ટેવ પડે છે તેજ પ્રમાણે તેની બુદ્ધિની તેમ જ નીતિની ઉન્નતિનું બંધારણ બંધાય છે, તેથી બાળકોને શી પ્રકારની તથા કેવી રીતે કેળવણી આપવી તેનું જ્ઞાન સ્ત્રીઓને ખાસ આવશ્યક છે.

કેળવણીના ત્રણ પ્રકાર ગણાય છે. બુદ્ધિની કેળવણી, નીતિની કેળવણી, તથા શારીરિક કેળવણી. આમાંથી બુદ્ધિની કેળવણી તો શાળામાં અપાય છે,

તેમજ શારીરિક કેળવણી ઉપર પણ હવે શાળામાં લક્ષ અપાય છે; પરંતુ નીતિની કેળવણી શાળામાં અપાતી નથી. તે તો ઘરમાં જ—માતા પિતા પાસેથી જ—શીખવાનો વિષય છે.

દરેક જણુ નીતિની કેળવણીની ઉપયોગિતા સ્વીકારે છે; પરંતુ તે કેવી રીતે આપવી તેનું જ્ઞાન માતાને હોતું નથી, ને તે કાર્ય છે તો માતાનું જ. બાળકના કુમળા મન ઉપર પ્રથમથી જ સદ્ગુણની સ્થાપનાની આવશ્યકતા છે. બાળકવયમાં શારીરિક કેળવણી તરફ જ માત્ર લક્ષ આપવું એ બસ નથી. કારણ કે સુલક્ષણની અસર એજ ઉમરમાં સારી રીતે પડી શકે છે.

જો એ વાત સત્ય હોય કે દેશના તથા જનસમૂહના કલ્યાણનો આધાર માણસના સદ્વર્તન ઉપર છે, અને માણસના શ્રેયનો આધાર બાળપણનાં લક્ષણ ઉપર છે તો બાળકના દરેક સદંશની ઉન્નતિ થવાની કેટલી અગત્ય છે? બાળવયમાં કેળવણીના અભાવે કેટલી શક્તિઓ ગુપ્ત રહી જતી હશે, અને કેટલીકનો નાશ થતો હશે? મનુષ્ય સંસાર વ્યવહારમાં પડતાં અધમ માર્ગ ગ્રહણ કરશે કે સત્પંથે ચાલશે તે સર્વ, બાળકના નીતિના પાયા ઉપર આધાર રાખે છે.

આ ઉપરથી માલૂમ પડશે કે બાળકરૂપી વેલાનાં બીજનો કેળવણીના અભાવે વિનાશ ન થઇ જાય એ લક્ષમાં રાખવાની ઘણી અગત્ય છે.

હવે એ કેળવણી આપવી કેવી રીતે?

એક મહાન પુરૂષ કહે છે કે મનુષ્યમાં દિવ્ય અંશનું પ્રમાણ વધારે છે. બાળકમાં માનુષી તેમ જ ઈશ્વરી અંશ છે. તેથી જો બાળકનો દિવ્ય અંશ બરાબર ખીલે નહિ તો કેળવણી સંપૂર્ણ થએલી કહેવાય નહિ.

આપણો અંતઃસ્થ દિવ્ય અંશ ખીલવવો એજ જીવનનો ઉદ્દેશ છે; અને તનની, બુદ્ધિની તથા આત્માની ઉન્નતિ એકી વખતે કરવી આવશ્યક છે, તેમજ તે થઇ શકે તેમ પણ છે. તન મન તથા આત્માની ઉન્નતિ યોગ્ય રીતે થતી નથી તેમજ સંતોષકારક પરિણામ જોવામાં આવતું નથી. મનની કેળવણીની સર્વ પ્રકારે સરળતા થએલી જોવામાં આવે છે. તેમ જ

શારીરિક કેળવણી પણ સામાન્ય કેળવણીનો એક ભાગ ગણવામાં આવે છે; પરંતુ તેને અંગેજ આત્માની ઉન્નતિ થતી જોવામાં નથી આવતી તે ખેદદાયક વાત છે.

બાળકમાં ત્રણ અંશ હોય છે. એક તો ઇશ્વરી, (૨) માનુષી અને (૩) કુદરતી (natural). હવે આ ત્રણે અંશનો યોગ્ય સંયોગ કરવો એજ કેળવણીનો ઉદ્દેશ છે. જેવી રીતે મન તથા તનની શક્તિઓ કુદરતી નિયમ પ્રમાણે ખીલે છે, તે જ પ્રમાણે આત્માની ઉન્નતિ પણ કુદરતી રીતે થવી જોઇએ.

બાળકનાં લક્ષણ તથા રમત ગમત વગેરે તપાસ્યાથી માલૂમ પડે છે કે તેને હરવા ફરવા તથા કુદરતી બનાવો તરફ બહુ પ્રેમ હોય છે. તેથી એ જ વૃત્તિઓને યોગ્ય રસ્તે દોરવી એ માતાનું કાર્ય છે. બાળકને જ્યારથી પોતાની આસપાસની વસ્તુઓમાં સમજણ પડવા માંડે, અને તેમાં તે રસ લેવા માંડે ત્યારથી તેની કેળવણીની શરૂઆત થાય છે. એટલે જ્યારથી બુદ્ધિનો ઉદય થવા માંડે ત્યારથી જ માતા તેની ઉન્નતિમાં સહાય કરી શકે. બાળકની સ્વાભાવિક વૃત્તિઓ હોય તેને જ ઉત્તેજન આપીને ખીલવવી જોઇએ. પ્રથમ છેક નાની વયમાં તો બાળકનું મન રમતમાં જ હોય છે, તેથી તેને એવા પ્રકારનું શિક્ષણ આપવું કે જેથી તેને રમુજ મળે. રમત તથા શિક્ષણમાં તેને ભેદ માલૂમ પડવા દેવો ન જોઇએ. ઘણી કુમળી વયમાં બુદ્ધિ પૂર્ણ રીતે ખીલેલી હોતી નથી તેથી તે વખતે તેને સમજણ ન પડે એવી એક પણ બાબત તેના મગજમાં જરાએ પેસવા ન દેવી; કારણ કે તેથી તેની બુદ્ધિ મંદ પડી જાય, અને ઉલટી ઊંધી અસર થાય. માટે એની સ્વાભાવિક વૃત્તિઓ જ ખીલવવામાં મદદ કરવી.

બાળકને દરેક કાર્યમાં આનંદ દેખાડવો; આનંદને લીધે જ એન સદ્ગુણ જાગ્રત થશે.

સત્ય માર્ગે ચાલવાની રીત દેખાડવી તેમાં પણ તેને ઉત્સાહ આવે એવી રીતે બતાવવી. આનંદ અને ઉત્સાહ સર્વ કાર્યમાં જો કાયમ રહેશે

તો તે સારે જ રસ્તે ચઢશે. કોઈ પણ બાબતમાં જોર જુલમ કે દીલગીરી બતાવવી નહિ.

છોકરાંને શિક્ષણમાં રમુજ મળે તે માટે શા ઉપાય લેવા ? તેમને એવી તરેહનાં રમકડાં આપવાં, અથવા સૃષ્ટિના પદાર્થ બતાવવા કે જેમાંથી તેને કાંઈ નવું જ્ઞાન મળે. કારણ કે દરેક કાર્યનું કારણ જાણવાની બાળકને જીજ્ઞાસા હોય છે. અજ્ઞાન બાળક રસ્તે ચાલતાં અનેક પ્રશ્નો માને પૂછે છે. તે વખતે માતાએ કાયર ન થવું જોઇએ, પણ તેને આનંદથી તેની રમુજમાં ભાગ લેઇને જવાબ દેવો જોઇએ. દાખલા તરીકે, ધારો કે બાળકે પ્રશ્ન કર્યો કે " મા આ ફુલ કોણે બનાવ્યાં હશે ?" અથવા " આ મોટા સૂર્ય કોણે બનાવ્યો હશે ?" માતાએ જવાબ દેવો કે " બેટા ! જે મોટા પ્રભુએ તને બનાવ્યો છે તે જ પ્રભુએ ફુલ, ઝાડ, સૂરજ બધું બનાવ્યું છે." બાળકના મનમાં આ વાત ઘણી સરળતાથી ઉતરશે. દરેક વસ્તુમાં ઇશ્વરનો હાથ હોય છે, અને સર્વ વસ્તુ ઇશ્વરે તેના સુખને માટે કરી છે, એવું જ્ઞાન થશે તો તેથી ઇશ્વરપર સ્વાભાવિક રીતે તેને પ્રેમની લાગણી થશે.

આ પ્રમાણે ઇશ્વર ઉપર પ્રેમ રાખતાં શીખવ્યા પછી પ્રાણી માત્ર તરફ તેને પ્રેમની વૃત્તિ કરાવવી. કૂતરાં, બીલાડાં, ચકલી, પોપટ, એ સર્વ બાળકને બહુ જ પ્રિય હોય છે; તેમને પાળીને તેમની દેખરેખ કરીને તેના ઉપર માયા રાખતાં તે સ્વાભાવિક રીતે જ શીખે છે. પ્રાણી ઉપર માયા રાખતાં શીખશે તો મોટાં થયે તેનામાં જનસમૂહ માટે પ્રેમની વૃત્તિ ખીલશે. બીજું એ લક્ષમાં રાખવાનું છે કે બાળકને લાડમાંને લાડમાં ઉછેરીને એકલપેટાં ને સ્વાર્થી ન કરી દેવાં જોઇએ. કુટુંબમાં ને કુટુંબમાં જો બીજાં છોકરાં ન હોય તો, સગાંવહાલાં, આડોશીપાડોશીનાં સારાં છોકરાંની સાથે રમવા દેવાં. વધારે છોકરાંની સાથે પ્રથમથી રમતાં શીખે તો અરસપરસ મદદ કરતાં શીખે; તે ઉપરાંત એકઠાં રહ્યાથી સંપ તથા સ્વાર્થત્યાગની ટેવ પડશે. બીજા મનુષ્યનો ને પોતાના જીવનનો અરસપરસ કેટલો સંબંધ છે તે સમજતાં શીખશે. પ્રાણી તથા ઝાડ ઉછેરીને મોટાં કરવાની ટેવ પડયાથી પણ તે ઘણું શીખશે. આપણે

જેને ઉછેરીએ છીએ, તેની સાથે સ્નેહ બંધાય છે, અને જે બાળકને નાનપણમાં વૃક્ષ ફુલ ઉપર પ્રેમ હોય છે, તેમને સંભાળથી પાણી પાય છે, અને પાળેલાં જાનવરોને પ્રેમથી ઉછેરીને મોટાં કરે છે, ( એ સર્વમાં સ્વાર્થત્યાગ રહેલો છે ) તે મોટપણે જનસમૂહ માટે સ્વાર્થત્યાગ કરતાં શીખશે, તેમજ તેનામાં બંધુપ્રીતિનો ઉદય થશે.

આવી રીતે ઘણા ઉમદા ગુણો માતા પોતાનાં બાળકને શીખવી શકે. એટલું યાદ રાખવું જોઈએ કે બાળકને નવી વસ્તુ એકદમ શીખવવી નહિ. હમેશ એ નિયમ રાખવો કે સામાન્ય જાણીતા વિષયનું જ્ઞાન આપ્યા પછી અજાણ્યા વિષયનું જ્ઞાન આપવું. તે ઉપરાંત કાંઇ પણ સખ્તાઈ બાળકના કોમળ અંગ ઉપર ન વાપરવી. મન દૃઢ રાખવું, પણ તેની સાથે સુકોમળ રાખવું, તથા બાળકના સ્વભાવની પૂર્ણ પરીક્ષા પ્રથમથી કરવી. બાળક સાથે સહનશીલ તથા સુશીલ થવું. આખા જગતની આશા બાળક ઉપર જ છે.

સૃષ્ટિની શરૂઆતમાં જ્યારે મનુષ્યને કાંઇ પણ પ્રકારનું જ્ઞાન નહોતું ત્યારે બાળકને ઉછેરવાની જવાબદારી સ્ત્રીને શિર જરા પણ નહોતી. જાનવરની માફક બાળક મોટાં થતાં અને તેને ખાવા પીવાનું તથા ઓઢવા પાથરવાનું પુરૂં પાડવાનું કામ પુરૂષને શિર હતું. માત્ર છેક બાળક ઉમરમાં માતાનાં દૂધ ઉપર છોકરૂં ઉછરે તેટલો વખત જ માતાને શિર જવાબદારી રહેતી.

નિશાળો સ્થપાયેથી તેની કેળવણીની દેખરેખ પણ તેને રાખવી પડતી નથી. ત્યારે માત્ર તેને પોતાની સારી રીતભાતથી અને સારા શિક્ષણથી છોકરાંના મનમાં નીતિનો પાયો દૃઢ કરવો એટલું જ કર્ત્તવ્ય રહ્યું. તે પણ સંપૂર્ણ રીતે ના થાય એ કેટલી દીલગીરીની વાત છે ? પરંતુ આવા મોટા કર્ત્તવ્ય ઉપર કાંઈ જ લક્ષ અપાતું નથી, તેને માટે કોઇ કાંઈ શ્રમ લેતું નથી; તેનો કોઇ કાંઇ વિચાર કરતું નથી. જાનવરની માફક કાંઈ છોકરાંને ઉછેરાય નહિ, તેમ સ્વાભાવિક રીતે એ બાબત આવડે એવી કાંઇ એ સહેલી વાત નથી. એમાં ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. આ સઘળી બાબત સુશિક્ષિત માતા હશે તો જ સમજી શકશે. બાળક તથા અભણ

માતા આમાંનું કાંઇ સમજી શકતી નથી. નાનપણ રમત ગમતમાં ગાળેલું હોય, નિશાળોમાં આ વિષય ઉપર કાંઇ જ લક્ષ અપાયલું નહોય; પુખ્ત ઉમર થતા પહેલાં તો તેનું લગ્ન કરવામાં આવે અને કુમળી વયમાં છોકરાં ઉછેરવાની મહાન જવાબદારી તેને શિર આવી પડે એટલે પોતાની ફરજ શી છે તેનું તેને જરા પણ ભાન શી રીતે હોય? અને પોતાની પ્રજાને તે શી રીતે સુધારી શકે? પુરૂષો જાતનો ઉદ્ધાર કરવાને, તથા દેશની ઉન્નતિ કરવાને ભલેને મોટી મોટી ઉમેદો રાખે પરંતુ જ્યાં સૂધી માતા સુશિક્ષિત નથી, પોતાનું કર્ત્તવ્ય સમજી શકતી નથી, ત્યાં સુધી કદી દેશનો ઉદ્ધાર થવાનો નથી.

## બાળકનાં પ્રથમ અમુલ્ય દશ વર્ષ.

(ब) બાળકનાં જે પ્રથમનાં અમુલ્ય દશ વર્ષ તેટલા વખતમાં તે તે માતા પાસે જ ઘણો ભાગ રહે છે, ને તેથી માતાના આચારવિચારની છાપ તેના મન ઉપર વધારે પડે છે. બાળક દરેક વસ્તુ જોઇ જોઇને જ કરતાં શીખે છે. બોલતાં ચાલતાં સર્વ મોટાનું અનુકરણ કરીને શીખે છે. તે જ રીતે તેની વર્તણુંકનો પાયો પણ ઘણે ભાગે અનુકરણથી જ બંધાય છે. માટે માતા પિતાએ તથા આસપાસનાં સર્વ વડીલે ઘણી જ સાવચેતીથી રહેવું જોઇએ. જેટલું પ્રથમનાં દશ વર્ષમાં બાળક શીખે છે તેટલું પછી જીંદગીમાં શીખતાં નથી. માટે તે જ વખતે ખરી સંભાળ રાખવાની છે.

## બાળક તથા નોકર.

(क) બાળકો ઘરમાં જ ઉછરીને મોટાં થાય છે. હવે આપણા દેશના લોકોની સ્થિતિ જોતાં ઘણે ભાગે તો છોકરાં મા પાસે જ ઉછરે છે. કારણ કે નોકર રાખી શકે એવી સ્થિતિના લોકનું પ્રમાણ ઓછું છે; પરંતુ જે છોકરાં નોકર પાસે ઉછરે છે તેની માતાએ વધારે સાવચેતી રાખવાની છે. નોકરોમાં જો કાંઇ કુટેવ હશે તો છોકરાં તેનું તરત અનુકરણ કરશે. નોકરો લાડ કરીને છોકરાંને બગાડશે. તે માટે દરેક ઝીણી બાબત ઉપર લક્ષ આપ્યા વિના નોકરોને છોકરાં સોંપવાં જોઇએ નહિં.



# પ્રકરણ ૨ જું.

## નીતિની કેળવણી.

### સામાન્ય ટેવો.

મનુષ્યનો સ્વભાવ અભ્યાસને લીધે બંધાય છે. મહાન તત્ત્વવેત્તા બેકન કહે છે કે આપણા આચાર વિચાર ગમે તેવા હોય પરંતુ આપણી વર્ત્તણુંકનો આધાર આપણને પડેલી ટેવ ઉપર હોય છે. "મનુષ્યના વિચાર તેમની વૃત્તિ મુજબ હોય છે, તેમની વાતચિત તેમના જ્ઞાન અને અભિપ્રાય મુજબ હોય છે; પણ તેમનાં આચરણ તો તેમને જે અભ્યાસ પડયો હોય છે તે મુજબ જ હોય છે." બાળકને કેળવનારની એજ ફરજ છે કે તેમને મૂળથી સારી ટેવ પાડવી, કે જેથી તેમની વૃત્તિ સદ્વર્તન તરફ થાય.

એકનું એક આચરણ વારંવાર થાય તો તેથી ટેવ બંધાય છે; તેથી બાળકને માટે અમુક કાર્ય સારૂં છે કે ખોટું તે જાણવા માટે પહેલવહેલું એ જાણવું અવસ્યક છે કે એ કાર્ય જાતે સારૂં છે કે નહિ; તે ઉપરાંત એ કાર્યની પુનરાવૃત્તિથી જો એનો અભ્યાસ પડે તો તે પડેલી ટેવ સારી થશે કે નહિ ? સાધારણ રીતે તંદુરસ્ત બાળકને હરવુંફરવું ઘણું પ્રિય હોય છે, તો માતાએ તેને તેમ કરતાં રોકવું ન જોઇએ. બાળક જે વસ્તુ જુવે છે તેનું અનુકરણ કરવાની તેને ટેવ હોય છે. કૂતરાં, બિલાડાં, ઘોડા, ગાડી, એન્જીન સર્વ ચેતન અચેતન વસ્તુનું બાળક અનુકરણ કરે છે. દરેક બાબત બાળક અનુકરણથીજ શીખે છે. ખાવું, પીવું, ચાલવું, રમવું સર્વ અનુકરણથીજ તેને આવડે છે. તો બાળક પોતાનાં વડીલના અવાજ, રીતભાત, સ્વભાવ, અને બીજી હજારો ઝીણી બાબતનું અનુકરણ કરે તેમાં કાંઇ નવાઇ નથી. પણ તે બાબત ઉપર માતા પિતા કાંઈ પણ લક્ષ આપતાં નથી. આથી

ઘણીવાર માઠાં પરિણામ થાય છે. માતા પિતાનાં કાંઈ પણ કુલક્ષણ હોય છે તો તે તરત બાળક શીખે છે. તે માટે માતા પિતાએ તથા દરેક વડીલે સર્વ બાબતમાં ઘણીજ સંભાળથી બાળકના મોં આગળ વર્તવું જોઇએ. એક પણ અવિચારી શબ્દ કહાડવો નહિ કે અયોગ્ય આચરણ કરવું નહિ. જો બાળક જોશે કે માતા પિતા કદી પણ અસત્ય બોલતાં નથી કે ક્રોધને અવકાશ આપતાં નથી તો બાળક કદી અસત્યવાદી કે ક્રોધી થવાનો સંભવ નથી. પરંતુ બાળકના મોં આગળ માતા પિતા અયોગ્ય વર્તણુંક રાખશે તો પછી ગમે એટલો ઠપકો આપ્યા છતાં પણ બાળકને સારી ટેવ પડશે નહિ.

જ્યાં બાળકોને સર્વ પ્રકારની કેળવણી માતા પોતે આપે છે ત્યાં અનુકરણનો અવકાશ ઘણો વધારે છે; કારણ કે સ્વાભાવિક રીતે બાળકની વૃત્તિ માબાપની પ્રકૃતિ જેવીજ હોય છે. તેથી જો માતા પિતા ક્રોધી, બેદરકારી, ઢંગ વગરનાં ને ગંદાં હોય તો તેવી ટેવ બાળકમાં આવે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

આજ કારણને લીધે સારી શાળામાં શીખેલાં બાળકો ઘરમાં શીખેલાં બાળકો કરતાં સુવ્યવસ્થિત રહે છે, અને કાળજીપૂર્વક નિયમસર કામ કરતાં શીખે છે. કેમકે શાળામાં નિયમપૂર્વક કાર્ય થાય, અને સારાં છોકરાંની સંખ્યા વધારે એટલે તેનું અનુકરણ કરવાનો પ્રસંગ મળે છે. તે ઉપરાંત માતા બાળકની ભૂલ ઉપર સૂક્ષ્મ લક્ષ આપતી નથી, ગમે એવી નાની ખામી હોય પણ તે શાળામાં બીજા સારા નમુનાને પડછે તરત માલૂમ પડી આવે.

આ ઉપરથી માલૂમ પડશે કે બાળકને કેળવણી આપવામાં ઘણી જ સંભાળ લેવાની જરૂર છે, કોઈ પણ રીતે બાળક અનુકરણ કરીને કુલક્ષણ શીખે નહિ અને સર્વ રીતે ચોક્કસ અને સંપૂર્ણ કામ કરતાં શીખે એ તરફ નજર રાખવી.

## ૧. એકાગ્રતા અથવા ચિત્ત સ્થિર રાખવાની ટેવ.

કોઈ પણ વસ્તુ માટે ચિત્ત સ્થિર કરીને વિચાર કરવાની ટેવ હોય તો તે બહુ ઉપયોગમાં આવે છે. એકની એક વસ્તુ જો બહુ વાર કરવામાં આવે તો તેના પર ચિત્ત ચોંટતાં વાર લાગે નહિ, અને કઠણમાં કઠણ કામ એકાગ્ર ચિત્તથી સરળ થઈ જાય છે. ઘણાં નાનાં બાળકને પણ આ ટેવ શીખવી શકાય છે. બાળક છોકરાંનું લક્ષ જેમ થોડી વસ્તુ પર દોડે તેમ તેમને આ ટેવ બરોબર પડે. છોકરાંને લાડ કરીને ઘણાં રમકડાં રમવા માબાપ આપે તો તેથી ચિત્ત સ્થિર કરતાં બરોબર શીખે નહિ. એક ગ્રંથકાર કહે છે કે છોકરાનું લક્ષ એકાદ વસ્તુમાં પરોવાશે તો તેઓ વધારે જ્ઞાન મેળવી શકશે. દાખલા તરીકે—કોઇ બાળકને એક દડો રમવા આપીશું તો તે દડો લઇને તેને દબાવશે, ફેરવશે, ચાટશે, સુંઘશે, ફેંકી દેશે ને વળી દોડીને પકડશે ને ફરી એમને એમ કરશે; અને એટલા પ્રયોગમાંથી તેને કેટલું જ્ઞાન મળશે ને તેની કેટલી શક્તિઓ કેળવાશે? ગમતની સાથે તેના જ્ઞાનમાં કુદરતી રીતે વધારો થશે. જે વખતે છોકરૂં આવી રીતે માત્ર દડા સાથે રમવામાં ગુંથાયું હોય તે વખતે જો એક જણ એનાં મોં આગળ ઘુઘરો બતાવે ને બીજું જણ બીજું કાંઇ રમકડું બતાવે ને એમ બે ચાર જણ સાથે લાગાં એનું લક્ષ દોરે તો બાળકનું ચિત્ત જરૂર અસ્થિર થવાનું. એક વસ્તુ સાથે જેટલા રસથી તે રમતું હતું તે રસનો ભંગ થવાનો. તેનું લક્ષ અનેક વસ્તુ તરફ દોરાવવાથી વ્યાકુલિત થશે. બાળકને સમજણ નહિ પડે કે એટલી બધી વસ્તુમાંથી કઈ પસંદ કરવી, ને તેથી તેને ખરો આનંદ નહિ થાય, પ્રથમ જે એક ચિત્તથી જ્ઞાન મેળવતો હતો તેમાં વિક્ષેપ પડશે, નવું કાંઈ શીખાશે નહિ અને ઉલટું દુર્લક્ષ થઈ જશે.

સારાંશ કે છોકરાંને સહેલાઇથી સમજણ પડે તેના કરતાં વધારે કાંઈ બતાવવું નહિ. એક વસ્તુમાં જો રસ પડયો હોય તો વધારે વસ્તુઓ બતાવીને દુર્લક્ષ ન કરાવવું. બાળકને પોતાની મેળેજ કુદરતી રીતે શીખવાની ટેવ પાડવી.

## ૨. નિરીક્ષણ.

ચિત્તની સ્થિરતાની સાથે નિરીક્ષણશક્તિ એટલે જુદી જુદી વસ્તુઓ તપાસવાની શક્તિ પણ કેળવવાની જરૂર છે. એની ઉપયોગિતા કાંઈ થોડી નથી.

ખુલ્લાં મેદાનોમાં ગયાથી, કુદરતના વિવિધ દેખાવો જોવાથી આ શક્તિ ઘણી સારી રીતે કેળવી શકાય છે. અને તેથી જ શહેરમાં રહેતાં છોકરાંના કરતાં ગામડામાં રહેતાં છોકરાંની આ શક્તિ વધારે સારી હોય છે. એકની એક વસ્તુ જોવાથી ચિત્ત શક્તિ કોઈવાર મંદ થઈ જવા સંભવ છે. તે ભય આ રીતે દૂર થાય છે. છોકરાંને કુદરતના જુદા જુદા દેખાવો, તેનાં ભેદ ને ભિન્નતા, તેઓ સમજે એવી રીતે બતાવવાં. દાખલા તરીકે, જુદાં જુદાં ઝાડ, ફૂલ બતાવીને તે દરેકમાં શા ભેદ છે તે બતાવવા. કોઈ ઝાડનાં થડ ઉંચાં હોય, કોઈનાં નીચાં હોય, કોઈ લાકડું કઠણ હોય, કોઈ પોચું હોય, કોઈ ફૂલ ધોળું હોય, કોઈ ફૂલ ગુલાબી હોય, એ રીતે બાળકને જુદી જુદી વસ્તુઓ જોવાની ને તેના ભેદ જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થશે.

શહેરોમાં પણ રસ્તે ચાલતાં ઝાડ, સૂર્ય, ચંદ્ર, તારા, મીલોની ચીમનીઓ, તેમાંથી નીકળતા ધૂમાડા ઇત્યાદિ હરેક વસ્તુઓ તરફ બાળકનું મન દોડે છે ને તેને વિશે ઘણા પ્રકારની બોધદાયક વાતો તેને કહી શકાય.

ઘરમાં ને ઘરમાં પણ વિવિધ પ્રકારનો સામાનસુમન, વાસણકુસણ વગેરે જે જે હોય તે જોવા તપાસવાની ટેવ પાડવી. અમુક ઓરડામાં શો શો સામાન કયે કયે ઠેકાણે છે, એવી એવી રીતના પ્રશ્ન કરીને બાળકને નિરીક્ષણ કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન કરવી.

ચિત્રવિદ્યા ( drawing ) શીખવવાથી આ શક્તિ ઘણી સારી રીતે કેળવી શકાય છે; પરંતુ તે મોટી ઉમરના છોકરાંને માટે છે.

આ શક્તિ કેળવવામાં ત્રણ બાબત ઉપર લક્ષ આપવાનું છે.

૧. બાળક મૂઢની પેઠે એકની એક વસ્તુ જોયાં ન કરે એ ધ્યાનમાં રાખવું.

૨. ઘણું દુર્લક્ષ થઈ જાય એટલી બધી સાથે લાગી વસ્તુઓ બતાવવી નહિ.

૩. બાળક આનંદ મેળવવાને બદલે એકની એક વસ્તુનું નિરીક્ષણ કરવાથી ગંભીર ન થઇ જાય એ લક્ષ આપવું. ( આ તો કવચિત જ સંભવિત છે. )

### ૩. સ્મરણશક્તિ.

નિરીક્ષણ કરવાની ટેવથી સ્મરણશક્તિ એની મેળે જ કેળવાશે. વળી તે ઉપરાંત એ શક્તિ કેળવવાનો ઉપાય એ છે કે બાળકે કાંઇ જોયું હોય કે સાંભળ્યું હોય તેનું વર્ણન આપણે પ્રશ્ન પૂછીને તેની જ પાસે ક્રમ પ્રમાણે કરાવવાનો પ્રયત્ન કરવો. આપણે સહેલા પ્રશ્નો પૂછીને તેનો માર્ગ સરળ કરી આપવો.

દાખલા તરીકે, કોઇ છોકરો હોરાની દુકાન જોઇ આવ્યો હોય, તો આપણે એકદમ એમ સવાલ ના કરવો કે " તેં દુકાનમાં શું શું જોયું, તે કહે." પરંતુ એવા પ્રશ્ન કરવા કે ક્રમ પ્રમાણે બધી હકીકત બહાર આવે. દુકાને છોકરાઓ પેનસીલ લેવા આવ્યા હતા કે નહિ, પતંગના દોરા વેચાતા હતા કે નહિ, એમ પ્રશ્ન પૂછીને છેવટ આપણે પોતે બધી વસ્તુ ગણી જવી. એ રીતે એને યોગ્ય ક્રમથી યાદ રાખવાની ટેવ પડશે. એક વસ્તુ સંભાર્યાથી બીજી વસ્તુ સાંભળે ( association ). એ નિયમ સ્મરણશક્તિ કેળવવામાં બહુ ઉપયોગમાં આવે છે.

### ૪. ચોક્કસાઈ.—( Exactness. )

સહજ અનુભવથી માલૂમ પડે છે કે લખાણથી ચોકસાઈ વધે છે. કોઇ પણ વિષય બરોબર યાદ રહેતો ન હોય તો તે બે ત્રણ વાર લખ્યો હોય તો તે યાદ રાખવામાં વાંધો રહેતો નથી. પરંતુ છેક નાના બાળકને તો લખતાં આવડતું હોય નહિ તો તેને ચોક્કસ થતાં શીખવવા માટે લખાણને

બદલે બીજા કોઇ પ્રયોગનો ઉપયોગ કરવો જોઇએ. અને તે માટે સારામા સારી રીત, એ છે કે બાળકે જે કાંઈ જોયું હોય તેનું યથાર્થ વર્ણન તેની જ પાસે અનુક્રમમાં કરાવવું. લાંબુ વર્ણન આપવામાં પણ કુશળતા જોઇએ છે; પરંતુ એટલું લક્ષમાં રાખવું કે બાળક પાસે એક પણ વાત જોરજુલમ-થી અથવા નાટકના પ્રયોગની માફક કહેવડાવવી નહિ. નિરીક્ષણના વિષયમાં આ બાબતનું થોડુંક વિવેચન કરવામાં આવ્યું છે. બાળકના મોં આગળ ચિત્રનો ઉપયોગ કર્યો હોય તો બહુ લાભ થાય છે. દૃષ્ટાંત તરીકે, બે ચાર પ્રાણીનાં ચિત્ર બાળકને બતાવવાં, અને સૂક્ષ્મ રીતે જુદાં જુદાં જાણીતાં પ્રાણીની તેની સાથે સરખામણી કરવી, અને પછી આસપાસનાં ઝાડ, ટેકરીઓ, મેદાન, ખડક, નદીઓ વગેરે દેખાવ તરફ તેનું ધ્યાન ખેચવું. પછી સૂક્ષ્મ બાબત ઉપર લક્ષ રાખવાની ટેવ પડશે, ને તેના પરિણામે તે ચોકસ થતાં શીખશે.

ગણિતને લીધે ચોકસાઇ બહુજ વધે છે. પણ છેક નાનાં બાળકને ગણિત આવડે નહિ તેથી આવા કોઇ પ્રકારથી બાળકને દરેક કાર્યમાં ચોકસ થતાં શીખવવું જોઇએ.

---

## ૫. કલ્પનાશક્તિ.–(Imagination.)

પ્રત્યક્ષ દૃષ્ટિએ જોએલી વસ્તુઓથી મન જ્યારે સંતુષ્ટ નથી થતું ત્યારે કાંઇ વધારે ચઢતી વસ્તુ ઉત્પન્ન કરવાને કલ્પનાશક્તિ જાગ્રત થાય છે. આ ઉપરથી જણાય છે કે કલ્પનાશક્તિ માટે બે બાબત જરૂરની છે. પ્રથમ તો મન ઉપર કાંઇ પ્રબળ અને અદ્‌ભુત છાપ પડેલી હોવી જોઇએ. કારણકે કાંઇ પણ પ્રકારના માનસિક સંગ્રહ સિવાય કલ્પના ઉદ્‌ભવી શકે નહિ.

બીજું એ કે પ્રત્યક્ષ વસ્તુ અને કલ્પિત વસ્તુ એક જ ના હોવી જોઇએ. દૃષ્ટિના અનુભવમાં આવે તેનાથી કાંઇક વધારે મેળવવાનો પ્રયત્ન કરવો એજ કલ્પનાનું કાર્ય છે. બાળક જે કાંઇ જુવે અથવા સાંભળે તેનાથી સંપૂર્ણ સંતુષ્ટ થતું હોય તો કલ્પનાનો અવકાશ રહે નહિ.

તેટલાજ કારણને લીધે બાળકને રમકડાં એવાં આપવાં કે જેથી તેમની તર્કશક્તિ મંદ ન પડી જાય. કેટલાંક વિલાયતી રમકડાં એટલી સંપૂર્ણ સૂક્ષ્મતાથી બનાવેલાં હોય છે કે તેમાં કાંઇ પણ કલ્પનાશક્તિ કેળવવાનો અવકાશ રહે જ નહિ.

પ્રાચીન સમયની દેવ દાનવોની વાર્તા કહી સંભળાવ્યાથી આ શક્તિ સારી ખીલી શકે છે; કારણ કે વાર્તામાં આવેલી વસ્તુઓ એના સામાન્ય અનુભવ કરતાં ઘણીજ જુદી હોય.

## ૬. નિયમિતપણું.

ઘરમાં જો સર્વ નિયમપૂર્વક વ્યવસ્થા હશે તો બાળકને નિયમિત થવાની ટેવ પ્રથમથી જ પડશે. તો પણ માત્ર જોયાથી આ રીત પુરેપુરી નહિ આવડે. એને પોતાની મેળે ક્રમસર વ્યવસ્થા રાખતાં શીખવું જોઈએ, નહિ તો એને એમજ લાગશે કે મહેનત વગર જ સર્વ ક્રમસર વ્યવસ્થા રહી શકે છે; અને અવ્યવસ્થાથી કેટલું નુકસાન થાય છે એનો ખ્યાલ પણ નહિ આવે.

માટે છેક નાની ઉમરથી એનાં રમકડાં એની પાસે બરોબર જગાએ મુકાવી દેવાં જોઇએ અને પ્રસંગોપાત જો બરોબર ન મુકાયાં હોય તો તેનીજ પાસે ફરી શોધાવવાં અને એવી રીતે શોધતાં કેટલી મુસ્કેલી પડે છે એનો ખ્યાલ તેને આવવા દેવો. અને એ રીતે અવ્યવસ્થાથી કેટલી અગવડ પડે છે તેનું ધીમે ધીમે તેને ભાન આવશે.

## ૭. ફરજ, ધર્મ, કર્ત્તવ્ય.

મનુષ્ય જન્મ વ્યર્થ ગુમાવવાને મળ્યો નથી. દરેક મનુષ્યને શિર જુમેદારી તો છે જ. મનુષ્યને કોઇ પણ પ્રકારે પોતાની ફરજ અદા કરવાની છે. આ સિદ્ધાંત બાળકના મનમાં નાનપણથી ઠસાવવો જોઇએ.

પોતાનાં વડીલ પ્રત્યે, પોતાનાથી બાળક હોય તેમના પ્રત્યે નાની મોટી ફરજો છે તેની મહત્તા ઠસાવવી જોઇએ.

અમુક વસ્તુ આપણી માલકીની છે, આપણે સ્વાધીન છે, અથવા અમુક વસ્તુ ઉપર આપણો હક્ક છે એનો અર્થજ એ છે કે એ સર્વ પ્રત્યે આપણી પણ કાંઈ ફરજ છે.

બાળક પાસે રમકડાં હોય તો બાળકનું કર્ત્તવ્ય છે કે તે રમકડાંનો ઉપયોગ યથાર્થ કરવો, તેને ભાગવાં, તોડવાં નહિ અથવા ખોવાં નહિ. રમકડાંની સંભાળ રાખવાની અને તેમને વ્યવસ્થિત રાખવાની ટેવ શીખવ્યાથી બાળકને પોતાના કર્ત્તવ્યનું ભાન થાય છે.

રમકડાં કરતાં પાળેલાં જાનવરો રાખ્યાથી કર્ત્તવ્યબુદ્ધિ વધારે ખીલે છે. પોતાના પાળેલા પોપટને કે કુતરાને વખતસર ખવડાવવું જોઇએ, તેમને વધારે મહેનત ન આપવી જોઇએ, તેમના ઉપર મમતા રાખવી જોઈએ એ વાત બાળકના ચિત્ત ઉપર જલદી ઠસે છે.

બાળકને નાનપણથી ગૃહવ્યવસ્થાનું કાંઇક ન્નુજ પરંતુ ઉપયોગી કામ સોંપવામાં આવે તો સારૂં, એ રીતે તેમને ચાનક રહે કે આપણી કાંઈ ફરજ, જુમેદારી છે. પોતાના વડીલ તરફ, પોતાનાં ભાઈ બહેન પ્રત્યે, નોકર પ્રત્યે, જનસમૂહ પ્રત્યે તેમની શી શી ફરજો છે તે તેમને સમજાવવું જોઈએ, અને તે સમજાવવાનો સહુથી ઉત્તમ રસ્તો એ છે કે એ વિષયનો બોધ લાગે એવી વાર્ત્તા કહી સંભળાવવી.

---

## ૮. રૂચિ.

બાળક જો તંદુરસ્ત અને ઉદ્યોગી હોય તો તે ઘણું કરીને ખાવામાં અસંતોષી કે લોભી હોતાં નથી. જો મા, બાપ તેમને ઊંધું દૃષ્ટાંત બેસાડે તો જ આવાં છોકરાં બગડવાનો સંભવ છે.

બાળક જો બહુજ નાજુક હોય અથવા ખોરાક તરફ તેની મુદ્દલ રૂચિ જ ના હોય તો જ ખોરાકમાં અતિશય ઝીણવટ રાખવાની જરૂર છે, અમુક વસ્તુ ભાવે છે, અને અમુક નથી ભાવતી એવી ટેવને જરા પણ ઉત્તેજન આપવું નહિ. જે પીરસ્યું હોય તે બાળકે ખાવું જોઇએ, એવી જ રીત

બનતા સુધી રાખવી જોઇએ. શારીરિક અશક્તિ એ એક અપવાદ છે. બાકી જો સાધારણુ તંદુરસ્તી સારી હોય તો તો જરા ભૂખ વધારે લાગવા દીધી હોય તો જમવા પર રૂચિ સારી થશે.

કદાચ કોઇ બાળકનો આહાર અતિશય હોય તો તેને મર્યાદામાં રાખવાનો સરળ રસ્તો એ છે કે જમતાં જમતાં તેનું ચિત્ત કાંઈ બીજી વધારે આકર્ષક વસ્તુ તરફ દોરવું.

અતિશય આહારને રોકવો સહેલો છે; પરંતુ ખોરાકની બહુ ચેવટ હોય તો તે સુધારવું જરા કઠણુ છે. કદાચ શારીરિક પ્રકૃતિ જ એવી હોય કે અમુક વસ્તુ પસંદ પડે ને અમુક ન પડે અથવા તો સારા જ પદાર્થ ખાવાનો શોખ જ હોય, આ બેમાંથી કયા કારણુથી બાળકને અમુક ખોરાક તરફ રૂચિ વધારે છે તે જાણુવું જોઇએ. આ માટે પણુ તેના ચિત્તને રમત અથવા બીજી આકર્ષક વસ્તુ તરફ દોરવું. જો સારો પદાર્થ ખાવાનો શોખ માત્ર હશે તો તો રમતની ધૂનમાં ગમે તે મૂક્યું હશે તે ખાઇ જશે. પરંતુ તેમાં દાક્તરની સલાહ લીધી હોય તો વધારે સારૂં.

ટુંકામાં એટલું જ કે બાળકે ખોરાકને માટે વિના કારણે આનાકાની કરવી ન જોઇએ, ને તે દૂર કરવાનો રસ્તો એજ છે કે જમતી વખતે બાળક સમજે તેવી સારી વાતો કહેવી અને જમતા પહેલાં પુષ્કળ કસરત કરાવવી, અને ખાવાનો વખત પણુ એવો મુકરર કરવો કે જેથી બાળકને બરોબર ભૂખ લાગ્યા પહેલાં જમવું ન પડે. બાળકને રમત ગમતનો, હરવા ફરવાનો, કોઇને જમ્યા પછી આરામ લેવાનો, એવા એવા વિવિધ પ્રકારના શોખ હોય છે. તે દરેક માટે એટલું લક્ષમાં રાખવું કે કોઈ પણુ બાબતમાં તેની સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે કાર્ય થઈ શકશે નહિ. ઘરના કાયદાને અનુસરીને તેણે ચાલવું જોઇએ; અને માબાપે જે વખત મુકરર કર્યો હોય તેજ પ્રમાણે કાર્ય થવું જોઇએ. સ્વેચ્છાચાર થવો ન જોઇએ.

## ૯. ઈચ્છાશક્તિ.–( Will. )

ચિત્ત સ્થિર રાખવાની ટેવ જેવી રીતે કેળવાય છે તેવી જ રીતે ઇચ્છા શક્તિ પણ કેળવાય છે. તે ઉપરાંત આ શક્તિ માટે બે બાબતો લક્ષમાં રાખવી. પ્રથમ તો બાળકને કોઇ વખતે સહેલું કામ સોંપવું જોઇએ. આથી તેનામાં કાર્ય કરવાની હીંમત આવશે; અને વારંવાર નિષ્ફળ નહિ થવાથી તેનો ઉત્સાહ કાયમ રહેશે.

બીજું, વળી કોઈ વાર બાળકને જરા કઠણ કામ પણ સોંપવું, જેથી તેને પોતાની અક્કલ દોડાવવાની ટેવ પડે, અને જાતિ પ્રયત્ન વધારે કરવાની ટેવ પડે. આથી તે પોતાના ગમે તેવા કાર્યથી સંતુષ્ટ નહિ રહે ને વધારે સારૂં કરવાની ટેવ પડશે.

અમુક કાર્ય કરવાની, અમુક વૃત્તિ અટકાવવાની, બાળકનામાં શક્તિ છે કે નહિ તે જોવાનો વિવેક માતામાં હોવો જોઇએ.

**બાળકની ઇચ્છા તોડી પાડવાનો હેતુ કોઈવાર રાખવો નહિ.**

અલબત્ત જો બાળક આપણી આજ્ઞાનો અનાદર કરે તો બેલાશક તેની તેને શિક્ષા કરવી, અને ગમે તેમ કરીને આપણી આજ્ઞા તેની પાસે પળાવવી. પરંતુ હમેશ એ લક્ષમાં રાખવું કે તેની ઇચ્છા તોડી પાડવાનો આપણો હેતુ ન હોવો જોઇએ, પરંતુ તેની ઇચ્છાને ખરો માર્ગ દેખાડવો જોઇએ.

---

## ૧૦ આજ્ઞાનું અનુસરણ.

જો બાળકને ડહાપણથી, નિઃસ્વાર્થ દષ્ટિથી અને દઢતાથી કેળવાય તો તે ઘણું કરીને આજ્ઞાંકિત જ થાય.

કોઇવાર બાળક કાંઈ નિર્દોષ રમતમાં ગુંથાએલું હોય, અને તે વખતે કાંઈ ખાસ ઉતાવળ અથવા અગત્ય ન હોય એવું કામ કરવાની તેની મા આજ્ઞા કરે તો સ્વાભાવિક રીતે માની આજ્ઞાનો અનાદર કરવાની તેને ઇચ્છા થશે, અને ફરીથી એવે પ્રસંગે તે આજ્ઞા નહિ માને.

આ ઉપરથી લક્ષમાં રાખવું કે આપણી આજ્ઞાનો અનાદર ન થાય તે માટે ઘણીજ સાવધાનીથી પ્રસંગાનુસાર આજ્ઞા કરવી. ભાવાર્થ એવો નથી કે માતાએ બાળકની જ ઇચ્છાનું લાલનપાલન કરવું, કે દર વખત યોગ્ય કે અયોગ્ય તેની ઇચ્છાનુસારજ વર્તવું. પરંતુ વખત વિચારીને જ કહેવું કે બાળકને અનાદર કરવાનો અવકાશ જ ન રહે; અને તેવે વખતે આજ્ઞા પળાવવાને ઘણાંજ દૃઢ રહેવું. એકવાર આજ્ઞા કરી એટલે બાળક ગમે તેટલી આનાકાની કરે તોપણ તે તરફ લક્ષ ન રાખવું. એક વખત જો આપણી ઇચ્છા વિરૂદ્ધ બાળકની માગણીને ઉત્તેજન આપ્યું તો બાળકનું જોર વધશે ને ધીમે ધીમે તે આજ્ઞાનો અનાદર કરતાં શીખશે; અને એ રીતે મા તરફની માનવૃત્તિનો નાશ થશે.

માતાપિતા તરફ બાળકનો પ્રેમ અને માનવૃત્તિ હશે તો બાળક આપોઆપ માબાપનું કહ્યું કરતાં થશે; માત્ર માના ચહેરા તરફ દૃષ્ટિ કર્યાથી જ તેને ખબર પડશે કે કાર્ય હું કરૂં છું તે ખરૂં છે કે ખોટું ને તે પ્રમાણે જ તે વર્તશે.

બાળકને કાંઇક ઉપયોગી અને તેનાથી થઈ શકે એવું કાય પ્રથમથી સોંપવું તો તેને કહ્યા મુજબ કામ કરવાની ટેવ પડશે.

કોઇપણ બક્ષીસની લાલચ આપીને કહ્યું કરાવવાની ટેવ પાડવી નહિ. કહ્યું કર્યાથી તેમનાં વખાણ થાય છે, અથવા તેથી તેમની મરજી સચવાય છે એમ પાછળથી તેઓને આપોઆપ પરિણામ સમજાશે. કોઇવાર તેમને એમ પણ જાણ કરાવવી કે જો આ વખતે કહ્યું ના કર્યું હોત તો અમુક વસ્તુ તેને ન મળત અને આટલી ખુશી તેને ન થાત; પરંતુ કોઇ પણ કારણસર તેમને લાલચ આપી પટાવીને કહ્યું ન કરાવવું.

આજ્ઞા કરતી વખતે માતાએ સંપૂર્ણ વિચાર કરીને કરવી, પણ એકવાર આજ્ઞા કરી એટલે તે પ્રમાણે વગર લાલચે, વગર પટાવે બાળક પાસે તે પળાવવી જ જોઇએ. પ્રથમથી જ જો આવી ટેવ પડી હશે તો આગળ

જતાં માબાપને કે છોકરાંને કોઇને ભારે નહિ પડે; અને જો પહેલેથી ટેવ પડી હશે તો બહુ ભારે શિક્ષા કે જોરજુલમ નહિ કરવો પડે.

ગુન્હા પ્રમાણે કોઇવાર શિક્ષા પણ કરવી, ને તે એવી રીતની કરવી કે તેના મન ઉપર તેની બરોબર અસર થાય અને ફરીથી તેવાં કામ કરતાં અચકાય. દાખલા તરીકે કાંઈ પણ કામ વખતસર ન થયું તો તે કામમાં તેને જે કાંઈ લાભ મળવાનો હોય છે તે તેને થવા ન દેવો. પરંતુ દર વખત આમ કરવું અશકય છે. બાળકે એમજ સમજવું જોઇએ કે જે કાંઈ નિયમ હોય છે તે તેના ભલાને ખાતર હોય છે, અને તે જ કારણથી નિયમભંગને માટે સજા થાય છે.

છેવટે એટલું કહેવાનું અગત્યનું છે કે દર વખત સજા કર્યા સિવાય જો બાળક કહ્યું ન કરતાં હોય તો એમજ અનુમાન કરવું કે નિયમના બંધારણમાં, આજ્ઞા કરવામાં માબાપની પોતાની જ કાંઇ ખામી છે.

ઘણીવાર માબાપ એમ જાણે છે કે બાળકની ઇચ્છાનુસાર કાંઇ પણ ન જ થવું જોઇએ, અને દર વખતે તેની નિર્દોષ ઇચ્છા પણ તોડી પાડવાનો પ્રયત્ન કરે છે; કુદરતની વિરૂદ્ધ વર્તન કરવા જાય છે. આવી રીતે બાળક કદી કહ્યું કરતાં શીખે એ વાત કેવળ અસંભવિત છે. કુદરતી કાયદા પ્રમાણે જ વર્તન કરવું. બાળકને કહીએ કે ભણતી વખતે વાતો ન કરશો તેટલાથી જ માત્ર આજ્ઞા પ્રમાણે વર્તશે નહિ. આપણું કાર્ય એ છે કે આપણે એવી રીતે શીખવવું કે એને ભણવામાં રસ ઉપજે, ને જો રસ ઉપજશે તો સ્વાભાવિક રીતે કદી પણ તેને વાત કરવાનું મન નહિ થાય.

આજ્ઞા ભંગ થાય ત્યારે આપણી પોતાની આજ્ઞા કરવામાંજ ભૂલ છે કે બાળકની ભૂલ છે એ પહેલવહેલું જોવું જોઇએ.

## બંધુભાવ.

છેક ન્હાનપણમાં બાળકનું દરેક કાર્ય કોઇની મદદથીજ થાય છે, અને દરેક કામમાં તે પરાધીન હોય છે; તેથી તેને એમજ સ્વાભાવિક રીતે લાગે કે મારે કોઇને સહાયતા કરવાની જરૂર નથી, બીજાની સહાયતા મળશે જ. અને જો કુટુંબનાં ન્હાના બાળકોના કાર્યમાં તેની સહાયતા પ્રથમથી લેવામાં નહિ આવે તો તે ગમે તેટલા સીધા રસ્તાનાં, આજ્ઞાંકિત, અને ડાહ્યાં હશે તોપણ તેનામાં પરોપકાર, બીજાને સહાય્ય આપવાની વૃત્તિ ઉત્પન્ન થશે નહિ.

બાળકને જો ન્હાનાં ભાંડું સાથે કે બીજાં છોકરાંમાં રમવાની ટેવ ન હોય તો તે ઘણાં જ સ્વાર્થી થવાનો સંભવ છે. માટે જો કુટુંબમાં બીજાં છોકરાં ન હોય તો તેમના બીજા કોઇ સ્નેહી, ઓળખાણ પીછાણનાં છોકરાં સાથે મિત્રાચારી કરી આપવી જોઇએ.

જાનવરો ઉપર દયા રાખવાની ટેવ પાડવાથી તેનામાં બંધુભાવ આગળ જતાં સહેલાઇથી ખીલશે.

પોતાનાં માબાપને ગૃહકાર્યમાં મદદ કરવાની ટેવ હશે તો આગળ જતાં લોકોપયોગી કાર્ય કરવાની મુસ્કેલી નહિ લાગે.

જો તેઓ પોતાનાં માબાપને લોકહિતાર્થનાં કાર્ય કરતાં જોશે તો તેમનાં દૃષ્ટાંતની અસર બાળકના મન ઉપર ઘણીજ જલદી થશે.

બાળકને જો કાંઇ ગજવા ખર્ચ અપાતું હોય તો તેમાંથી અનાથ લોકોને મદદ કરવાની ટેવ પાડવી જોઇએ.

દયા તથા પરોપકારની વૃત્તિ ખીલવવા માટે ચોપડીઓ તથા ભાષણો પણ બહુ ઉપયોગી છે. પણ તે સર્વની સાથે પ્રત્યક્ષ અનુકરણીય વર્તણુંક માબાપની હોવી જોઇએ. તે સિવાય એવા લેખ કે ભાષણો કેવળ નિરૂપયોગી છે.

---

## સત્ય.

બાળકને પ્રથમથી જ સત્ય ઉપર પ્રેમ બેસાડવો જોઇએ. એ કહેશે તે સર્વ વાત સત્ય જ હશે એવો ભરોંસો તેના માબાપ ને સગાંસંબંધીને તેને માટે રહે એવીજ તેની વર્તણુંક હોવી જોઇએ. બાળકને કદી પણ અસત્ય બોલવાનો પ્રસંગ ન આપવો જોઇએ.

જો માતાપિતા હરેક પ્રસંગે સત્ય જ બોલવાની ટેવ રાખે તો છોકરાં કદી અસત્ય બોલતાં શીખે જ નહિ.

વળી સત્યને ઉત્તેજન આપવું હોય તો બેહદ શિક્ષા બનતાં સુધી કદી કરવી નહિ. કારણ કે શિક્ષાની અત્યંત બીકને લીધે બાળક અસત્યનો આશરો ઘણીવાર લે છે.

બીજો ઉપાય એ છે કે ગમે તેવું પણ અસત્ય એ ઘણો જ ભારે દોષ, ને નીતિનો ભંગ છે એ વાત બાળકના મનમાં મજબુત ઠસાવવી.

જે છોકરાંને બહુજ માર પડતો હોય અથવા જે છોકરાંને અત્યંત લાડ કરવામાં આવતું હોય તેવાં છોકરાં ઘણું કરીને અસત્યવાદી હોય છે.

બાળકનો કાંઇ વાંક થયો હોય તો એકદમ તેનાપર ગુસ્સે થઇને પ્રશ્ન ન પૂછવા. પણ તેવે પ્રસંગે માતાએ શાંત ચિત્ત રાખીને ધીમેથી પ્રશ્ન પૂછવા. જો બાળકને સ્થિર ચિત્તે જવાબ દેવાનો વખત આપશો તો ઘણું કરીને જુઠું નહિજ બોલે, ને જો ક્રોધના આવેશમાં તમે પૂછશો તો બીકને લીધે તે જરૂર અસત્યજ બોલશે.

એકવાર સત્ય બોલવાની ટેવ પડયા પછી તમે ગમે તે રીતે પ્રશ્ન કરશો તો બાળકને ભારે પડશે નહિ. પણ પ્રથમ ટેવ પાડવા માટે તો ઘણીજ કાળજી રાખવી જોઇએ.

વાંક કર્યા કરતાં અસત્ય ભાષણ માટે વધારે ગુસ્સો બતાવવો.

આ સર્વ કરતાં માતા પિતાએ પોતે હમેશ સત્યનુંજ ગ્રહણ કરવું એ ઉત્તમ માર્ગ છે.



## નમ્રતા, સરળતા.

નમ્રતાની ટેવ ઘણી અગત્યની છે; કારણ કે સત્ય સાથે તેને ઘણો સંબંધ છે. સત્યનું મૂળ નમ્રતામાં છે.

બાળકને કદી ગર્વિષ્ઠ ન થવા દેવાં; અને તેને માટે ઉપાય એ છે કે એની જે સ્વાભાવિક વૃત્તિઓ હોય તેને યથેચ્છ ખીલવા દેવી. તેના દેખતાં કોઇ પણ પ્રસંગે બીજા આગળ પણ તેની આવડતનાં વખાણ ન કરવાં; અથવા તો તેને કાંઇ આવડતું હોય તો તેનું પ્રદર્શન બીજા આગળ કરવું નહિ; કેમકે તેમ કર્યાથી બાળકને પોતાની આવડનો ખોટો મદ આવી જાય છે. બાળકમાં નમ્રતા હશે તો ધીમે ધીમે તે પોતાનું જ્ઞાન આપોઆપ વધારશે.

---

## માનવૃત્તિ.

બાળકને જો માતાપિતા પ્રત્યે માનવૃત્તિ હશે તો જ બીજાને માટે માનવૃત્તિ તેનામાં ઉત્પન્ન થશે.

આજ કાલ બાળકને બીકને બદલે સ્નેહમાં જ ઉછેરવામાં આવે છે. તે રીત તો પ્રશંસનીય છે. પણ તેમાં એટલું સંભાળવું જોઇએ કે બીકના નાશ સાથે માનવૃત્તિનો પણ ભંગ થાય નહિ. બાળકની સાથે રમત ગમતમાં ભાગ લેવો એ સારી વાત છે, ને તે વખતે બાળક, ને મોટાં સર્વ સરખાં ગણવાં જોઇએ. પણ તે સિવાય તો બાળક ને માબાપની પદવી જૂદી જ છે એ વાત લક્ષમાં રાખી હશે, તો જ માબાપનું માન સચવાશે.

પોતાના કરતાં જબરાં, ડાહ્યાં અને સારાં લાગે તેવાં માણસ માટે બાળકને સ્વભાવિક રીતે માનવૃતિ હોય છે. અને બાળકને ઘણુંખરૂં પોતાનાં માતાપિતા માટે આવો જ અભિપ્રાય હોય છે.

છોકરાં જેમ મોટાં થાય તેમ તેમનામાં બીજાને માટે પણ આવા પ્રકારની માનવૃત્તિ ખીલવી જોઇએ. આ વૃત્તિ ખીલવવા માટે સારી સોબત, ઇતિહાસ અને કવિતાનો આશ્રય પ્રસંગોપાત લેવો. પણ છેક અણસમજુ નાનાં બાળકને આ ત્રણ ઉપાય કાંઇજ કામના નથી, પરન્તુ તેટલી ઉમરે

પણ બાળકને ઇશ્વર માટે કાંઈ અવર્ણનીય માનવૃત્તિ હોય છે. તેમાંએ જો માબાપને ભક્તિ કરતાં જુએ છે તો ઇશ્વર પ્રત્યે માનવૃત્તિ ઘણીજ તીવ્ર થાય છે.

ઇશ્વર પ્રત્યે બાળકની વૃત્તિ કેવી હોવી જોઇએ, શી રીતે તેવી વૃત્તિ જાગ્રત કરવી તે સર્વ આગળ બતાવવામાં આવશે.

પરંતુ અહીં એટલું કહેવું બસ છે કે બાળકના મોં આગળ બહુજ સાવચેતીથી વર્તવું.

જો માતાપિતા ભક્તિ કરવાનો માત્ર ઢોંગ કરતાં હશે અથવા રૂઢિની ખાતર જ ભક્તિ કરતાં હશે તો બાળક તે તરત ચેતી જશે અને તેથી પરિણામ સારૂં નહિં આવે.

આજ કાલ આપણે જોઇએ છીએ કે ઊછરતી પ્રજામાં કોઇને માટે પણ માનની લાગણી હોતી નથી. અહંતા ઘણીજ વધી ગઈ છે. માટે આ વિષય ખાસ લક્ષમાં રાખવાનો છે. છેક ન્હાનપણથી પોતાના દેશ માટે, પોતાના ધર્મ માટે, દેશના માનનીય લોકોને માટે, બાળકોને માનવૃત્તિ ઉત્પન્ન કરવી તેમ આ વિષય ઉપર રસિક વાતો કહી સંભળાવવી. મહાન પુરૂષો તથા સ્ત્રીઓનાં જીવનવૃત્તાન્ત વાંચી સંભળાવવાં. આપણા દેશની પ્રાચીન સ્થિતિ માટે અભિમાન ઉત્પન્ન કરાવવું. તેમજ અર્વાચીન સમયમાં પણ જે જે ચિત્તાકર્ષક બનાવ બનતા હોય તેનું વિવેચન કરવું. આમ કર્યાથી તેની માનવૃત્તિ જાગ્રત થશે. વાર્તાઓ કહી સંભળાવવી તે તેમાંથી તેમને ફક્ત રમુજ અને ગમત મળે એટલા માટે નહિ; પરંતુ તેમાંથી તેમના જ્ઞાનમાં કાંઈ વધારો થાય, તેમના મન પર સારી અસર કરે એવી રીતે કહેવી. બાળકને કેવી તરેહની ચોપડીઓ વાંચવા આપવી તેમાં પણ ઘણા વિવેકની જરૂર છે. તેમનામાં ઉચ્ચ ભાવનાઓ ખીલે એવાં પુસ્તક બાળપણથીજ આપવાં.

હવે ઉપર વર્ણવેલા વિષયોનો સારાંશ જોઇશું.

નીતિની કેળવણી બાળકને ઘણીજ ન્હાની ઉમરથી શરૂ કરવી, અને તે માટે બાળક ન સમજે એવાં મોટાં મોટાં ભાષણોની અગત્ય નથી; પરંતુ

તેમનાં કોમળ મન ઉપર સારી છાપ બેસે અને તે પ્રમાણેજ તેનું વર્તન થાય તેવાજ હેતુથી સ્નેહ અને ઉત્સાહથી તેને કેળવવાનો પ્રયત્ન આદરવો.

સર્વાંશે જે સારૂં હોય, ગ્રહણ કરવા યોગ્ય હોય તેજ બાળકની સમક્ષ અનુકરણ માટે દેખાડવું; અને જેમાં દુર્વૃત્તિનો અંશ હોય તેનો તેને પાસ પણ લાગવા ન દેવો જોઇએ. ખાસ કરીને આ બાબત મંદબુદ્ધિનાં બાળક કરતાં તીવ્રબુદ્ધિનાં બાળક આગળ વધારે સંભાળવાની છે; કારણ કે તેમ-નામાં અનુકરણશક્તિ ઘણી તીવ્ર હોય છે.

બીજું એ કે બાળક તો નિર્દોષ જ હોય છે, એવો સામાન્ય મત હોય છે, તે ભુલભરેલો છે. ઘણાં ન્હાનાં છોકરાંને અસત્ય બોલવાની તેમજ ચોરી કરવા તરફ વૃત્તિ હોય છે, માટે એવા અંકૂર પ્રથમથીજ દાબવા જોઇએ.

સારી ટેવ જેમ વહેલી પડે તેમ સારૂં; કારણકે જો જુઠું બોલવાની, ચોરી કરવાની, કે એવી બીજી કોઈ કુટેવ એકવાર પડી તો તે દૂર કરવી બહુ કઠણ પડશે.

બાળકનામાં સારાં લક્ષણ આવે તે માટે પ્રથમ અગત્યની વાત એ છે કે માતાપિતાએ સર્વ સારી ટેવ રાખવી. આથી બાળકને સારીજ ટેવ પડશે; કેમકે બાળકો બધી બાબતમાં ઘણું કરીને પોતાનાં માબાપનું અનુ-કરણ કરે છે.

બીજું એ ધ્યાનમાં રાખવું કે બાળકને જો નોકરોને સોંપવાં પડે તો સારા નોકરોને સોંપવાં, અને રમતમાં સોબતીઓ પણ સારી રીતભાત-નાંજ રાખવાં; કેમકે સોબત હોય તેવીજ અસર થાય. બાળકનામાં જે દેખે તેનું અનુકરણ કરવાની શક્તિ ઘણીજ તીક્ષ્ણ હોય છે.

આ ઉપરાંત સારી ટેવો શીખવવાનો બીજો ઉપાય એ છે કે બાળ-કને નીતિના બોધની સહેલી કવિતા અથવા સૂત્રો બોલતાં શીખવવાં. તેથી બાળકના કુમળા મન ઉપર અસર બહુ થશે. કારણ કે જે નવા શબ્દો

તેઓ બોલશે તે પ્રમાણે તેમને વિચાર આવશે, અને તે વિચાર પ્રમાણે તેમના આચાર થશે. માટે બોધદાયક કવિતાઓ અથવા સૂત્રો શીખવવાં, અને વારંવાર તે ગોખાવવાં કે જેથી વિચાર સારા થાય, અને પરિણામે તેનું આચરણ પણ સારૂં થાય.

આવી કહેવતો અને સૂત્રો સરળ હોવાં જોઇએ, તેના શબ્દો પણ સહેલા અને વળી કાંઇક રાગવાળાં ગવાઈ શકે તેવાં રાખવાં.

આ ઉપરાંત, સૂત્રો શીખવીને તેનાં દૃષ્ટાંત બતાવવાં, તેથી તેનો ગૂઢ અર્થ રફતે રફતે તેના મગજમાં ઉતરશે.

વળી તે સૂત્રોને અનુસરીને બાળકનું વર્તન થાય એમ શીખવવું. તેથી વિચાર પ્રમાણે આચરણ કરતાં શીખશે. નીતિની કેળવણીમાં આ એક મહત્વની બાબત છે. જેવું બોલવું તેવું વર્તવું. આને માટે બહુ સંભાળની જરૂર છે.

બાળકથી કાંઈ પણ ગુન્હો થાય તો સ્વસ્થપણે તે લક્ષમાં રાખવો, અને તે સુધારવાનો પ્રયત્ન કરવો; પણ તે વખતે ક્રોધ લાવવો નહિં કે બહુ સખતાઈ પણ ન કરવી. પણ હેતથી અને સુધારવાની ઉત્કંઠા બતાવીને પ્રયત્ન કરવો.

બાળકને વખાણ બહુ પ્રિય હોય છે, અને તેનાં વખાણ કર્યાથી તે સુધરી શકે છે. પણ તે એટલે દરજ્જે ન કરવાં કે જેથી એનામાં અહંકાર આવી જાય.

વળી છોકરાંને ચોર કે ભૂત વગેરેની ધાક બતાવીને આજ્ઞા પળાવવી ન જોઇએ. મહત્વની વાત એટલી લક્ષમાં રાખવાની છે કે જો આપણે એ સર્વ સૂત્રો અને શીખામણો પ્રમાણે નહિ ચાલતાં હોઇએ તો બાળકને આપેલું સર્વ શિક્ષણ નિઃસંશય વ્યર્થ જવાનું.

બાળક જે જૂએ તે સર્વનું શબ્દમાં વર્ણન કરી શકે નહિ, પરંતુ ચારે તરફ બનતી બીના તે નજરમાં રાખે છે. તેના દેખતાં આપણે જે કાંઈ

બોલીએ, ચાલીએ, તે સર્વની અસર તેના ઉપર થાય છે. અને ઘણું કરીને એમ માલૂમ પડશે કે આપણા શીખામણ પ્રમાણે તે વર્તતાં નથી, પરંતુ આપણી પોતાની વર્તણુંક પ્રમાણે તે આચરણ કરે છે.

# પ્રકરણ ૩ જું.



## બુદ્ધિની કેળવણી.

ન્હાનપણમાં બાળકની બુદ્ધિ કુદરતથી જ કેળવાય છે, તો પણ આપણે કુદરતને ઘણી રીતે મદદ કરી શકીએ.

બાળક બોલતાં શીખે છે કે તરત તેને દરેક વસ્તુનાં નામ જાણવાની જીજ્ઞાસા થાય છે. એ વખતે કાંઇ ઉપયોગી અને તેને ગમ્મત મળે એવી ચીજો તેની આગળ મૂકવી, અને તે પછી તે દરેકના સામાન્ય ગુણો કહી બતાવવા. આ પ્રમાણે કર્યાથી તેને શબ્દનું તેમજ વસ્તુઓનું જ્ઞાન મળશે.

તેની સ્મરણશકિતની પરીક્ષા કરવાને તેની તે વસ્તુઓ થોડે થોડે વખતને અંતરે બતાવવી, અને તે બાબત પ્રશ્ન કરવા. સંખ્યા શીખવવા માટે થોડીક એક સરખી વસ્તુ તેને બતાવવી. પ્રથમ દશ સુધીની સંખ્યાનાં નામ પ્રત્યેક દૃષ્ટાંત સાથે શીખવવાં; અને એમને એમ સો સુધી ધીમે ધીમે શીખવવું.

સ્મરણશક્તિ એ ઉમરે બહુ તિવ્ર હોય છે, માટે મણકા કે કચુકા બતાવીને દાન સુધી આંક શીખવ્યા હોય તો આશ્ચર્ય નહિ. સંખ્યા શીખવ્યા પછી દિશાઓ શીખવવી. પ્રથમ ઉપર, નીચે, આગળ, પાછળ, જમણું, ડાબું, એ શીખવવું. પછી સીધી લીટી, ગોળ, ચોરસ, ઘન, એ શીખવવું.

આ સર્વ શીખવતી વખતે પ્રત્યક્ષ નમુના બતાવવા.

આ પછી ચિત્રપોથી ઉપરથી મૂળાક્ષર શીખવવા.

જો બાળકની માનસિક શક્તિ સારી કેળવાઇ હશે તો તેને જ્ઞાન સંપાદન કરવું સહેલું પડશે. તે માટે એટલું લક્ષમાં રાખવું, કે તેને સામાન્ય જ્ઞાન આપતી વખતે એના મગજ ઉપર બહુ બોજો ન આવે. બાળપણમાં આ ઉપર ખાસ લક્ષ આપવાનું છે, કારણ કે એજ એની શક્તિ ખીલવાનો સમય છે. તે વખતે જો અતિશય શ્રમ પડે તો બુદ્ધિ જડ થઈ જાય.

બુદ્ધિ અને ઇન્દ્રિયશક્તિ સાથે જ કેળવવાં જોઇએ; કારણ કે જોવાથી અને સાંભળવાથી જ જ્ઞાન આવે છે. દૃષ્ટાંત તરીકે જે બાળકની આંખ અને કાન તીવ્ર હશે, તે બીજાના કરતાં વધારે જલદી જોઈ શકશે ને સાંભળી શકશે, એટલુંજ નહિ, પણ તેને જે કાંઈ સમજાવવાનું હશે તે, તે જલદી સમજી જશે.

આંખ અને કાન એ બે ઇંદ્રિઓ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરાય છે, અને તેનો ઉપાય પણ પ્રથમથી જ બાળકોને આવડે છે. તેથી તે બન્ને ઇન્દ્રિઓને મૂળથીજ કેળવવી જોઇએ. સાધારણ રીતે સમાન જણાતી વસ્તુઓથી ભેદ શોધી કાઢવાની ટેવ બાળકને પાડવી જોઇએ, એથી તેની વિવેકશક્તિ સારી કેળવાશે.

એક બાબત હમેશાં લક્ષમાં રાખવી. બાળકને એવી રીતે શિક્ષણ આપવું કે જેથી તેને આનંદ મળે. કોઈ એમ ધારે છે કે માત્ર રમતથી જ આનંદ મળે, અને શિક્ષણ માટે તો બહુ ગંભીર પ્રયાસ જોઇએ; અને તેને લીધે શરૂઆતમાં તો કષ્ટજ વેઠવું પડે. પરંતુ આ મત ખોટો છે. રમતમાં પણ ઘણીવાર પ્રયાસની જરૂર પડે છે, છતાં આનંદ મળે છે, તેનું કારણ એટલુંજ છે કે રમત પોતાની રાજી ખુશીથી કરવાની છે, કોઇના દબાણથી કરવાની હોતી નથી, પ્રયાસને લીધે કાંઈ કષ્ટ નથી વેઠવું પડતું;

પરંતુ દબાણના પરિણામે કષ્ટ આવે છે. રમતમાં પણ જો દબાણ કરવામાં આવે તો એજ પરિણામ આવે.

મહાત્મા મનુ કહે છે કે,

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः ॥**

જે વસ્તુમાં પારકાને વશ રહેવું પડે તે બધી ખરાબ, અને જે સ્વાધીન હોય તે સર્વ સારી; સુખ અને દુઃખની ટુંકામાં વ્યાખ્યા એ જાણવી.

કીન્ડરગાર્ટનની પદ્ધતિથી ઘણે અંશે રમત સાથે શિક્ષણ આપી શકાય છે. પણ એમાં પણ ખામી જણાય છે. વિના કારણનાં બંધન એ રીતિમાં રાખવાં પડે છે, અને યંત્રની માફક બાળક શીખે છે. ઘણી જ ન્હાની ઉમરે તો બાળકને કુદરતને જ સોંપવાં યોગ્ય છે. માએ તો તે વખતે એટલુંજ કરવું કે તેને આનંદમાં રાખવાં, તેના ઉપર કોઈ પણ રીતનો બોજો ન નાખવો. બાળકની જીજ્ઞાસા તીવ્ર કરવી, તેને જાગ્રત કરવી, અને તેટલા માટે વિવિધ પ્રકારની વસ્તુઓ તેની નજર આગળ મૂકવી. આથી તે પોતાની મેળે જ સર્વ વસ્તુનું જ્ઞાન મેળવી શકશે. જો આ બાબત લક્ષમાં ના રહી તો માબાપના સર્વ પ્રયત્ન અને સર્વ કાળજી નિષ્ફળ જશે.

બાળકનું મન જો કે કુમળી ડાળીની માફક વાળી શકાય છે; તો પણ તેને દબાણ કે સખત કાયદા તો બહુજ અપ્રિય હોય છે. એની શીખવાની કે સાંભળવાની જે વખતે ઇચ્છા ન હોય તેવે વખતે જો એને કાંઈ પૂછીશું કે કહીશું તો તે વાત ઉડાવવાનોજ પ્રયત્ન કરશે.

બાળક જે કાંઈ પ્રશ્ન પૂછે તેના સરલ અને સૂચક જવાબ આપવાથી તેને ઉત્તેજન મળે છે, અને તેનું જ્ઞાન સહેલાઇથી મળી શકે છે. છોકરાંને આપણે પોતે પ્રશ્ન પૂછીને કાયર ન કરવાં. તેમના અજ્ઞાનથી તેમને પોતાને શરમ આવે એવી રીતે શિક્ષણ ન આપવું. તીવ્ર બુદ્ધિવાળાં અને લાગણી

વાળાં છોકરાંને પોતાનું ન્યુનપણું કબુલ કરવું બહુ રૂચતું નથી. આપણાં બરોબરીઆં છે એવીજ રીતે તેમને ગણવાં.

પ્રત્યેક બાળકના સ્વભાવ ઉપર શિક્ષણનો આધાર છે. માટે પ્રસંગ અને સ્થિતિને અનુસરીતે તેમાં ફેરફાર કે વધારો ઘટાડો કરવો જોઇએ.

---

## નિયમિતપણું.

છોકરાંને ઘરમાં શિક્ષણ આપવું તે માતાને પોતાની રમુજ માટે અથવા અન્ય વ્યાવહારિક કાર્યોમાં મન ગુંથાએલું રહેતું હોય તો ચિત્તને આરામ માટે છે એવી રીતે આપવું ન જોઇએ.

અનિયમિત રીતે કોઇ પણ વિષય શીખવ્યો હોય તો છોકરાં ભૂલી જાય છે, એટલુંજ નહિ, પણ અભ્યાસ કરવાની તેમને ખંતજ રહેતી નથી. વખતે મા પાઠ લેશે કે નહિ લે એવા અવિશ્વાસથી બેદરકારી વધે છે, અને આળસુ છોકરાં તો તદ્દન અભ્યાસ કરવોજ છોડી દે છે.

કોઈ કોઇ વખતે કાર્યવશાત વહેલું મોડું થાય તેની ઘણી અડચણ નહિ, તેમજ છોકરાંને થોડા દિવસ રજા પણ આરામાર્થે આપવી જ જોઇએ. વર્ષના ત્રણસેં પાંસઠ દિવસ શીખવવાનું જારી રાખ્યાથી ઉલટો ગેરફાયદો થાય છે.

જો માથી ઘરના કામકાજને લીધે બરોબર નિયમસર શીખવાય તેમ ન હોય તો છોકરાંનું શિક્ષણ બીજા કોઇને સોંપવું, અને કોઇ કોઇ પ્રસંગે તેનો અભ્યાસક્રમ કેમ ચાલે છે તે તપાસવું. માએ અનિયમિતપણે શીખવવું તેના કરતાં શીખવવાનું કામ બીજાને સોંપવું વધારે બહેતર છે. કારણકે અનિયમિતપણે શિખવ્યાથી બાળકને અભ્યાસ કરવાની જરા પણ કાળજી રહેતી નથી, ને ઉલટો તેથી તેનો અભ્યાસ બગડે છે. માટે જો માથી નિયમસર શીખવાય એવું હોય તો જ તેણે પોતાને શીર જુમેદારી રાખવી.

---

## ચોક્કસપણું.

સામાન્ય રીતે એમ જોવામાં આવે છે કે જે છોકરાં ઘેર શીખેલાં હોય છે તેમનામાં ચોક્કસપણું ઘણું હોતું નથી, અને તેઓ ઘણું કરીને ઉપલકીઆ જ્ઞાન મેળવે છે.

કોઈ પણ વિષય અર્ધો આવડે તેથી સંતોષ માનીને બેસી ન રહેવું. ભાવાર્થ સમજે તેથી તેને આખા વિષયની સંપૂર્ણ સમજણ પડી છે, એમ માની ન લેવું. શિક્ષણના કામમાં કાંઇ પણ સંશય પડતું રાખવું નહિ. દરેક વસ્તુ સંપૂર્ણ રીતે જ આવડવી જોઇએ.

બાળકની સમજશક્તિ સાધારણ રીતે સારી હોય તોપણ તેને સંપૂર્ણપણે આવડવામાં સાધારણ રીતે જેટલી ઝીણવટ રાખવામાં આવતી હોય તેટલીજ ઝીણવટથી શીખવવું જોઇએ. તે વખતે બાળકને શ્રમ પડશે એવા વિચારથી દયા ન લાવવી. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, એ નિયમ કદી વિસરવો નહિ.

નિશાળમાં ભણતાં છોકરાંઓના અભ્યાસની પરીક્ષા બીજાં છોકરાંના અભ્યાસ સાથે વારંવાર લેવાય તેથી તેની ન્હાની ખામીઓ સુધારવાનો અવકાશ વધારે મળે; કેમકે નિશાળમાં તો સર્વની નિષ્પક્ષપાતપણે એકજ ધોરણે પરીક્ષા થાય પણ ઘરમાં શીખતાં છોકરાંઓને આવું ધોરણ હોતું નથી. તેથી દરેક ન્હાની ન્હાની બાબત બહુજ લક્ષપૂર્વક સંભાળવી જોઇએ. બાળકની ન્હાની ભૂલો ઉપર તો માબાપે બહુજ ધ્યાન આપવું આવશ્યક છે.

---

## અભ્યાસક્રમમાં ફેરફાર.

બાળકની બુદ્ધિ અને આવડ પ્રમાણે પ્રસંગોપાત અભ્યાસક્રમમાં ફેરફાર કરવો આવશ્યક છે. નિશાળમાં એવી રીતે ફેરફાર કરી શકાય નહિ; કારણ કે ત્યાં વર્ગનાં દરેક છોકરાંની આવડ જોવાની છે. એક છોકરાને માટે જે વસ્તુ યોગ્ય હોય તે બીજાને પણ હોયજ એવો કાંઈ મેળ રહે

નહિ. સામાન્ય સમજશકિતવાળાં છોકરાંને આવડે એવો વિષય હોય તેજ આખા વર્ગમાં તો શીખવી શકાય; પરંતુ ગૃહશિક્ષણમાં એટલોજ લાભ છે કે હોંશીઆર તેમજ મંદબુદ્ધિનાં દરેક બાળક પર જુદું જુદું લક્ષ આપી શકાય અને તે પ્રમાણે તેમને શીખવી શકાય.

૧. છોકરાં જે કોઇ વિષય ઘણીજ ઉત્કંઠાથી અને જલદીથી શીખતાં હોય તો તેવા વિષય માટે જરા વધારે વખત રાખીને તેમાંનો અઘરો ભાગ પણ શીખવી નાંખવો; કેમકે જે વખતે એમને એ વિષયમાં રસ હશે ત્યાં સૂધી તેમને તે ભારે નહિં લાગે.

૨. છોકરાંને કદાપિ એમ લાગે કે અમુક વિષયમાં તેમનાથી આગળ નથી વધાતું; અને તેને લીધે તેમનો ઉત્સાહ મંદ પડી જતો હોય, અથવા નિરાશાને લીધે સારી રીતે તે વિષય પાઠે ના થતો હોય તો તેવે પ્રસંગે થોડોક વખત તે શીખવવાનું તદ્દન બંધ કરવું, અને જ્યારે એની નિરાશા જતી રહે ત્યારે ફરીથી તે શરૂ કરવો. પરંતુ બાળકને એમ ન જાણવા દેવું કે તેમની નિષ્ફળતાને લીધે તે વિષય પડતો રાખ્યો છે. જો એમ જાણશે તો કદી તેને એ વિષય શીખવાનો ઉત્સાહ આવશે નહિ.

૩. જ્યારે ફરીથી તે વિષય હાથમાં લેવાય ત્યારે શીખવનારે એ ત્રણ પાઠ ઘણીજ સારી રીતે શીખવવા, વિષયના છુટક છુટક ભાગ પાડવા, અને વારંવાર પુનરાવર્તન કરવું. તે વિષયપર વારંવાર ચર્ચા કરવી, ને એમ કરતે કરતે તેને જે અઘરો ભાગ લાગતો હશે તે સરળ થશે. આવી રીતે બાળક પાસે ગમે તેમ કરીને તે પાઠ કરાવવો.

૪. બાળકની ઇચ્છા પ્રમાણે કે માગણી પ્રમાણે કદી પણ અભ્યાસક્રમમાં ફેરફાર કરવો નહિ. એમ કર્યાથી શીખવનાર માટે છોકરાંને વિશ્વાસ રહે નહિ, અને ઉલટો પોતાનો અહંકાર વધે. જો કદાપિ બાળક એવી માગણી કરે તો તેમને એકદમ વારવાં અને ફરીથી કદીપણ એવી માગણી ન કરે એવી કબુલાત લેવડાવવી. તે છતાં તેટલા ઉપરથી બાળકની બુદ્ધિ

શક્તિનો ક્યાસ શિક્ષકે કરી લેવો અને પ્રસંગાનુસાર અભ્યાસક્રમમાં ફેરફાર કરવો.

છોકરાંની સાથે સાધારણ વાતચીત કર્યાથી તેમની પસંદગીનો ખ્યાલ આવે અને તે ઉપરથી તેનો કેવા વિષયો આવડશે તે જાણવું અઘરૂં નહિ પડે. તેજ પ્રમાણે પ્રથમથી તેમના અભ્યાસક્રમનું ધોરણ બાંધવું.

૫. છોકરાંને ઉત્સાહ આવે તે માટે પ્રથમ જરા સહેલા વિષય શીખવવા, પણ તેમની સમજણ ને બુદ્ધિ વધારવાને માટે કદી કદી અઘરા પાઠ આપવા પણ ઉચિત છે.

---

## અભ્યાસ શરૂ કરવાની વય.

બુદ્ધિની કેળવણી જ્યારથી બાળકનામાં સમજશકિતના અંકૂર ફુટે ત્યારથી શરૂ થાય છે. અને તે જીવનપર્યંત ચાલુ રહે છે; પરંતુ પ્રસ્તુત વિષય સામાન્ય અભ્યાસક્રમનો છે. આ વિવેચન કરવા માટે ત્રણ બાબત પર વિચાર કરવાનો છે.

૧. અભ્યાસ ક્યારથી શરૂ કરવો.
૨. અભ્યાસમાં ક્યા વિષયો દાખલ કરવા.
૩. તે દરેક કેવી રીતે શીખવવા જોઇએ.

કેટલાક લોકો કહે છે કે બાર વર્ષ પહેલાં અભ્યાસ શરૂ કરવો ન જોઇએ. આપણા દેશ તથા રિવાજ માટે આ તો ઘણી વધારે ઉમર છે. પાંચમા વર્ષથી શીખવવા માંડયું હોય તો સારૂં તો ખરૂં; કેમકે બાળકની સમજશકિત જરા વધારે ખીલે તો તે વધારે ઝડપથી અને સહેલાઇથી શીખી શકે. પરંતુ છોકરાઓ માટે દરેક ધંધામાં સ્પર્ધા એટલી વધી ગઇ છે; જીંદગી ટુંકી ને કામ ઘણું,—કે પાંચ વર્ષથી મોડું કરવું યોગ્ય નથી. છોકરીઓ માટે તો સવાલ જ નથી; કેમકે લગ્નની વય આપણામાં ઘણીજ ન્હાની છે, ને જો કે દિવસે દિવસે તે વયમાં વધારો થાય છે તો પણ

મોડામાં મોડો અઢાર વર્ષની અંદર તો તેનો અભ્યાસક્રમ પુરો થવોજ જોઇએ. એકંદર રીતે જોતાં પાંચમું કે છઠ્ઠું વર્ષ યોગ્યજ વખત છે. આથી છોકરાંની રમત ગમતમાં વિઘ્ન નહિ આવે, કારણ કે સારા પ્રકારનું શિક્ષણ એ પણ મનને આનંદ આપે છે. અને નવ વર્ષ સુધી તો બાળકને શિર બોજારૂપ અભ્યાસ તો નાંખવોજ ન જોઇએ. લગભગ સર્વે છોકરાં પ્રથમ રમતમાં ને રમતમાં શીખે છે. ભણવાનું એ પણ એક રમત છે એમ તેઓ જાણે છે. પરંતુ ધીમે ધીમે વિદ્યાનું ગંભીર સ્વરૂપ તેના મગજમાં ઉતારવું જોઇએ, આ કામ શિક્ષકનું ને માબાપનું જ છે.

બાળકની ઉમર અને સ્વભાવ પ્રમાણે આ વાત તેના મનમાં ઉતારી શકાશે. જો તેની ઉમર વધારે હોય ને તેનો બહુ કલ્લાગરો સ્વભાવ ન હોય તો વિદ્યાભ્યાસ એક જરૂરનું કામ છે અને રમત નથી એમ જ તેને શીખવવું જોઈએ. એમ કર્યાથી તેને નિયમસર કામ કરવાની તેમજ કહ્યું કરવાની ટેવ પડશે. કહેવત છે કે પાકી કોઠીએ કાના ચઢે નહિ તેથી બાળકની ઉમર વધારે થઈ જાય તે પહેલાં વિદ્યાભ્યાસની આવશ્યકતા એના મનમાં બરોબર ઠસાવવી જોઇએ.

ન્હાનપણમાં રમત તરીકે અભ્યાસ કરે તે ચાલે પણ જરા ઉમર વધે એટલે તો રીતસર અભ્યાસ ચાલવોજ જોઈએ.

પરંતુ ન્હાની વયમાં અને કલ્લાગરાં તથા ઉદ્યોગી છોકરાંઓ તો જેમ રમતમાં ને રમતમાં વધારે વખત શીખે તેમ સારૂં. એમ કર્યાથી તેઓ વધારે જલદી શીખશે અને તેને વિદ્યા તરફ પ્રેમ ઉપજશે.

આ વાત મન પર ઠસાવવાને છોકરાં સાથે નિશાળના મહત્વ ઉપર ચર્ચા કરવી, અથવા તો એમ શીખવવું ને તેઓ વિદ્યાભ્યાસ કરીને જ્ઞાન મેળવશે તો મોટાં થશે ત્યારે માબાપને સહાયભૂત થઈ શકશે, પોતાનાં ભાંડુને મદદ કરી શકશે. જગતમાં પોતાની આબરૂ વધારી શકશે. જુદા જુદા વિષયના જ્ઞાનથી કેટલો લાભ થાય છે તેનાં દૃષ્ટાંત આપવાં, આથી તેમને

ઘણું ઉત્તેજન મળશે. મનુષ્ય માત્રને કોઈ પણ પ્રકારે ઉદ્યોગ કરવો એ તો કર્ત્તવ્ય છે, એ વાત તેના મનમાં ઠસાવવી જોઇએ. શિક્ષકે બાળકને સમજાવવું જોઇએ કે ઘણી વાર હાથમાં લીધેલું કામ બહુજ કઠણ લાગે છે અને કદાપિ એમ પણ લાગે કે તેની શક્તિ ઉપરાંત કામ પડે છે; તો તેવે પ્રસંગે ધીરજ અને સહનશીલતા રાખીને પોતાનું કાર્ય કરવું તો તેમાં ફતેહ મળશે. ધીરજનાં ફળ મીઠાં છે.

---

## વિષયની શરૂઆત.

કોઈ પણ વિષય શીખવતાં પહેલાં છોકરાં સાથે તે વિષયનું મહત્વ તથા ઉપયોગિતા સંબંધી વાતચીત કરીને તેની જીજ્ઞાસા જાગ્રત કરવી.

વાંચન એ એવો વિષય છે કે તેને માટે જીજ્ઞાસા કે રસ ઉત્પન્ન કરવાની માથાકુટ પડતી નથી.

ગણિતની શરૂઆત કરવી હોય તો ઘરમાં વપરાતી સામાન્ય ચીજોનાં દૃષ્ટાન્ત લઇ ગણિતના મૂળ નિયમો સમજાવવા. એક માણસ ઘી લેવા ગયો. તેને મણ ઘી લેવું હતું. મણ ઘીના ૨૫ રૂપીઆ વેપારીએ કહ્યા તે તેને વધારે લાગ્યા. તેથી તેણે છૂટક ગાડવા લીધા. એક ગાડવાના બે રૂપીઆ આપ્યા; બીજાના ત્રણ આપ્યા, ત્રીજાના ચાર આપ્યા, એમ કરતાં કરતાં છ ગાડવા લીધા ત્યારે મણ ઘી થયું અને તેના તેને એકંદર સત્તાવીશ રૂપીઆ થયા. ત્યારે તેને કેટલું નુકસાન થયું. એવી રીતે પ્રશ્નોત્તર કર્યાથી બાળકને તે વિષયમાં રસ પડશે.

વિષય શરૂ કર્યો હોય ત્યારે બાળકને પોતાની મેળે તૈયાર કરવા આપવો નહિ, કેમકે માત્ર ચોપડીઓમાંથી તે દાખલા દલીલ વગર સમજી શકે નહિં. ને જો શરૂઆતમાં તેને સમજણ નહિ પડે તો તે વિષય શીખવવાનું કાં તો તદ્દન છોડી દેશે, અથવા નિરાશ થઇ જશે. અથવા તો તર્કવિતર્ક કરીને ખોટા સિદ્ધાંત પર આવશે. માટે શરૂઆતમાં તો દરેક વિષય ઘણોજ સારી રીતે સમજાવવો જોઇએ. બાળકને એકદમ બધું કહી ન દેવું. એથી

તે આળસુ થઈ જાય. તેની ભૂલ થાય તેમાંએ કાંઇ વાંધો લેવો નહિ. કેમકે ભૂલ સુધર્યાથી ઉલટું વધારે આવડે. પરંતુ શિક્ષકનું કામ તો એ છે કે ઉત્તરોત્તર સહેલા વિષય પરથી અઘરા વિષય પર જવું. જાણીતા વિષય પરથી અજાણ્યા વિષય પર જવું; વિષયમાં રસ કાયમ રાખીને તેની સમજશક્તિમાં વધારો કરવો.

વિષયની શરૂઆતમાં વખત વધારે જાય અને મહેનત વધારે પડે તો પણ ભાષણ આપવાની માફક શીખવવું નહિ; પણ સાધારણ વાતચીત કરીને વિષયની સમજુતી આપવી. જો કે વાતચીત તૈયાર કરવા માટે શીખવનારને મહેનત તો તેટલી જ પડશે.

બોલેલો બોલ કદી ઉથાપવો નહિ. સંશય પડતી કે ગુંચવાડા ભરેલી વાત કદી કહેવી નહિ.

શીખવનારે પ્રથમ તૈયારી કર્યા વગર કોઈ પણ વિષય શીખવવો નહિ.



## વિષયાનુક્રમ.

છોકરાંને પ્રથમ માતૃભાષા ( ગુજરાતી ) અને ગણિતથી શરૂઆત કરાવવી જોઇએ. પ્રથમનાં પાંચ વર્ષમાં ભાષા તેમજ ગણિતનું ( આંક ) યત્કિંચિત્ જ્ઞાન તો મેળવેલું હોવું જ જોઇએ. કારણ કે પોતાની ભાષા બોલતાં તો છોકરાંને આવડે જ અને સંખ્યાનું પણ જુજ જ્ઞાન તો હોય જ. ફેર માત્ર એટલો જ કે ત્યાર પછી ચોપડીઓની મદદથી તેમને વાંચન અને લખાણ શરૂ કરવાનું છે; અને મહત્વની વાત એજ છે.

છોકરાંને વાંચન અને ગણિતના શિક્ષણની શરૂઆત કરવી એ કાંઈ સહેલી વાત નથી, અને તે માટે પુસ્તકો આવશ્યક જ છે. એમને એમ શીખવ્યાથી જે વાત મોંઢે ના ચડે તે પુસ્તકની મદદથી કરાવી શકાય છે. સમજાવેલા વિષયોનું મનન પુસ્તકદ્વારા કરી શકાય છે. મહાન્ પુરૂષોના વિચાર અને અભિપ્રાયો પુસ્તકદ્વારા જાણી શકાય છે. છોકરાંને પુસ્તકો માટે પ્રેમ અને જ્ઞાનની વૃત્તિ હોવી જોઇએ.

હવે વાંચન બાળકને પ્રથમ શી રીતે શીખવવું તેનો વિચાર કરીએ.

બાળકને રમતમાં ને રમતમાં મૂળાક્ષર શીખવવા; અને તે માટે ચિત્ર-પોથી બહુ ઉપયોગી છે. મૂળાક્ષર અનુક્રમે શીખવવાની જરૂર નથી. ગમે તે ક્રમમાં ગોખવવા. જે મૂળાક્ષર શીખવવાનો હોય તે અક્ષરથી શરૂ થતા ફળ કે જાનવરનું નામ બતાવવું. હાલમાં ચાલતી બાળપોથીની પદ્ધતિ ઘણી સારી છે, જો કે તેમાંએ ખામીઓ તો રહી ગઈ છે તો પણ તે પદ્ધતિ પ્રમાણે મૂળાક્ષર જલદીથી શીખવી શકાશે. સગાં સંબંધીઓના કાગળ ચીઠ્ઠી આવે તો તે વાંચવાની જીજ્ઞાસા કરાવવી, અને એવી રીતે વાંચન શીખવાનો રસ ઉત્પન્ન કરવો. બાળકને કાંઈ પણ નવું શીખવાની હોંસ તો સામાન્ય રીતે હોય છે જ માટે શીખવતી વખતે ઘેલી ઉતાવળ ન કરવી.

લખાણથી મૂળાક્ષરની આકૃતિ મનમાં બરોબર ઠસે છે, અને તેથી વાંચન શીખવાનું પણ સરળ થાય છે. વળી તે ઉપરાંત તે બીજા ઘણા ઉપયોગમાં આવે છે. માટે વાંચવાનું અને લખવાનું સાથે જ શીખવવું જોઇએ.

અક્ષરના ખંડ કરીને મોટે અક્ષરે લાલ શાહીથી કાગળ પર લખવું, અથવા પેનવડે સ્લેટ પર લખવું; અને તે પ્રમાણે બાળક પાસે આકૃતિ પડાવવી. એ પ્રમાણે બે ચાર વખત કરાવ્યાથી બાળકનો હાથ ઠરશે. જોઈ જોઇને લખતાં ન આવડે તો લખેલો અક્ષર ઘુંટાવવો.

આ પ્રમાણે વ્યંજન શીખવ્યા પછી સ્વર શીખવવા, અને પછી બારાખડી શીખવવી. બારાખડીનાં પદ ગોખાવવામાં વખત કહાડવો નહિ. એ તો એની મેળે એક વખત સ્વર વ્યંજનની સંધિની પદ્ધતિ બતાવીએ એટલે આવડે છે.

મૂળાક્ષર લખતાં અને વાંચતાં બરોબર આવડે ત્યારે સહેલા જોડાક્ષર શીખવવા. સાધારણ વાતચીતમાં જેટલા જોડાક્ષર આવતા હોય તેટલા જ શીખવવા. નવા શબ્દો એની આંખ આગળ ધરવા જ નહિ. કારણ કે સ્વર અને વ્યંજન મેળવીને સામાન્ય જાણીતો શબ્દ વાંચવો એટલુંજ એને

માટે પુરતું છે. જાણીતા શબ્દોની જોડણી કરી કરીને વાંચવાની તો બાળકને ગમત પડે છે. પણ જો તે વખતે નવાજ શબ્દો તેને શીખવવા જશો તો તેને ભારે પડશે.

વળી બાળકને સંબંધ વગરના છૂટક શબ્દો વંચાવવા નહિ, પણ તેમને સમજ પડે એવાં સહેલાં ટુંકાં વાક્યો વંચાવવાં.

મૂળાક્ષરવાળાં વાક્યો વાંચતાં આવડયા પછી જોડાક્ષર આવે એવા શબ્દોનાં વાક્યો વાંચતાં શીખવવાં. પણ તે જોડાક્ષર બહુ સહેલા હોવા જોઇએ, અને શબ્દો પણ જાણીતા હોવા જોઇએ. હાલમાં વપરાતી બાળપોથી શરૂઆતના શિક્ષણ માટે યોગ્ય પુસ્તક છે. પણ તે એવી રીતે શીખવવી જોઇએ કે છ મહિનાથી વધારે વખત એ ચોપડી પુરી કરવામાં જાય નહિ.

બાળપોથી વાંચતાં શીખે તેની સાથે લખતાં પણ શીખવવું જોઇએ.

બાળપોથીની સાથે છોકરાંને આંકની પોથી પણ શરૂ કરાવવી. બે વિષયો એકી વખતે ન શીખવવા; બન્ને માટે જૂદો જૂદો વખત રાખવો. પ્રથમ તેને દશ સુધી વાંચતાં અને લખતાં આવડવું જોઇએ. ત્યાર પછી વીસ સુધી, પછી ત્રીસ સુધી; એમ સો સુધી શીખવવું. સંખ્યામાં દશાંશનું ધોરણ છે તેનો ખ્યાલ તેને આપોઆપ આવશે. તે પદ્ધતિનાં કારણ વગેરેનું વિવેચન એ ઉમરે કરવું નહિ.

સો સુધી સંખ્યા આવડયા પછી એકાંથી દાન સુધી આંક શીખવવા: અને તે સમજ્યા વગર પોપટની માફક ગોખાવવા નહિ, પણ દષ્ટાંત બતાવીને શીખવવા. આ ઉપરાંત વધારે આંક શીખવવાની જરૂર નથી. કોઈ કહેશે કે લેખાંને માટે વધારે આંકની જરૂર છે, અને આંક વધારે આવડશે તો આગળ જતાં ગણિત સહેલું પડશે. પણ લેખાંની જરૂર નથી, અને એટલા આંક શીખવવામાં વખત ગાળવો તેને બદલે બીજો કાંઈ ઉપયોગી વિષય શીખવ્યો હોય તો વધારે સારૂં. વધારે આંક શીખવવાથી બાળકનાં મગજ પર બોજો જ વધે છે; તેથી એની યાદદાસ્તશક્તિ કાંઈ વધારે સારી

રીતે ખીલતી નથી. એથી તો માત્ર વિના કારણનો વખત જ બગડે છે ને બાળકને ગણિતના વિષયનો ઉલટો કંટાળો આવે છે. આંકની ચોપડીનો સમાવેશ બાળપોથીની અંદરજ કર્યો હોય તો શીખવવાની સગવડ વધારે પડે. બાળપોથી અને આંકની ચોપડી પૂરી થાય ત્યાર પછી પહેલી ચોપડી અને સામાન્ય ગણિત શીખવવા માંડવું.

વાંચનના પાઠ એવી રીતે શીખવવા કે જેથી બાળકને તેમાં રસ પડે અને તે સાથે બુદ્ધિ પણ ખીલે. પાઠની ભાષા અને વિષય એવાં રાખવાં કે જેથી તેને ગમત સાથે જ્ઞાન મળે. થોડાક પાઠ કવિતાના પણ હોવા જોઇએ. દરેક પાઠમાં થોડા નવા શબ્દો આવવા જોઇએ. એથી બાળકનું શબ્દજ્ઞાન વધશે પણ એકદમ ઘણા નવા શબ્દો દાખલ ન કરવા. ભાષા વાંચવામાં અને સમજવામાં સરલ હશે તો જ બાળકને વાંચનમાં રસ પડશે. કઠણ અને નકામા શબ્દોનો ઉપયોગ ન કરવો. દરેક પાઠમાં થોડા તો નવા શબ્દો રાખવા જ જોઇએ. કેમકે એ વગર તેના શબ્દજ્ઞાનમાં વધારો થઈ શકે નહિ. પણ બાળકના કુમળા મગજ પર બહુ બોજો ન થાય તેટલા માટે ઘણા નવા શબ્દો એકદમ દાખલ ન કરવા. પણ દરેક પાઠમાં રફતે રફતે નવા શબ્દોનો વધારો કરવો. આવા નિયમ સાચવ્યાથી બાળકને વાંચનનું પુસ્તક અપ્રિય નહિ થાય.

બાળકને સ્પષ્ટ અને સહેલાઇથી અટકયા વગર વાંચતાં શીખવવું, અને તેટલા માટે વાક્યના શબ્દો પ્રથમ ધીમે ધીમે છૂટા વંચાવવા.

શબ્દની જોડણીનો ઉચ્ચાર મોઢેથી કરીને વંચાવવું નહિ. છૂટક શબ્દો વંચાવ્યા પછી આખું વાક્ય વંચાવવું. પહેલ વહેલાં છોકરાંને આમ જરા કઠણ લાગશે, અને પ્રથમ તો અચકાતાં અચકાતાં વાંચશે. પણ થોડા વખતમાં એની મુશ્કેલી દૂર થશે. શિક્ષક જો શબ્દ વાંચવામાં એને એકદમ મદદ કરે અને છોકરાંને બદલે વાકયો પોતે વાંચી સંભળાવીને તેમને વાંચવાનું કહેશે તો બાળક પોપટની માફક શબ્દ જોયા વગર વાંચશે, અને એ રીતે કદી એની જાતે વાંચતાં નહિ આવડે.

પોતાની મેળે જોડણી મનમાં ગોઠવીને બાળક વાંચવાનો અભ્યાસ રાખશે તો થોડા વખતમાં આખાં વાક્યો આવડશે. માટે જેમ વધારે સખત ધાંટો પાડીને પાઠ વાંચશે તેમ તેનું વાંચન જલદી સુધરી જશે.

એક વાક્ય બરોબર વાંચતાં આવડયા પછી તેનો ભાવાર્થ પૂછવો, અને તેટલા માટે પહેલા શબ્દોના અર્થ તેની પાસેથી કઢાવવા. અને તે ઉપરથી આખા વાક્યનો અર્થ તેનીજ પાસેથી કઢાવવો. આખો પેરેગ્રાફ સમજુતી સાથે વાંચતાં આવડયા પછી છોકરાં પાસે તેનો સારાંશ તેમની પોતાની ભાષામાં બોલાવવો. એમ કરતે કરતે આખો પાઠ તૈયાર કરાવવો. આમાં કદી ચૂકવું નહિ.

કેમકે જો આખા પાઠનો સારાંશ આવડે તોજ જાણવું કે છોકરાં પાઠ બરોબર સમજ્યા છે.

શરૂઆતમાં થોડી ઘણી આપણે મદદ આપવી પડે, અને કકડે કકડે સાર આપવો એને સહેલો પડશે. આખા પાઠનો સાર કહી જવો એને જરા મુશ્કેલ લાગશે પણ ધીમે ધીમે અભ્યાસથી આવડશે.

પહેલી ચોપડીના થોડા પાઠ આવડે ત્યાર પછી વ્યાકરણનું થોડું જ્ઞાન આપવાનું શરૂ કરવું. પ્રથમ શબ્દવિચાર એટલે નામ, સર્વનામ એવા શબ્દોના ભેદ છે તે શીખવવું. અને જાતિ તથા વચનના ભેદ સંક્ષિપ્ત રીતે શીખવવા, એ ઉમરે વ્યાકરણના સૂક્ષ્મ ભેદમાં ઉતરવું નહિ.

પહેલી ચોપડી સાથે ગણિત પણ શીખવવું. ગણિત શીખવવું એ કાંઇ સહેલી બાબત નથી. તોપણ તે શીખવવામાં મહેનત લઇને તેના કારણ સહિત શીખવવું. પોપટીઆ જ્ઞાન મળે એ કેવળ નિરૂપયોગી છે. ગણિત તે સાયન્સ ( વિજ્ઞાન ) નું પહેલું પગથીઉં છે, માટે તે ઘણી સારી રીતે શીખવવું.

આંક આવડયા પછી એને સંખ્યામાં પ્રવેશ કરાવવો. દૃષ્ટાંત તરીકે પ્રથમ તેને બતાવવું કે એક હોય તો એક લીટીનું ચિહ્ન કરીને લખાય; બે હોય તો બે લીટીથી, ત્રણ હોય તો ત્રણ એમ ચિહ્ન વધારીને શરૂઆતમાં

એકમની સંખ્યા તો લખાય, પણ વધારે આંકડા થાય તો ચિહ્ન કરવાથી મહેનત બહુ પડે, માટે તે મહેનત બચાવવાને અમુક સંખ્યા સુધી એક સૂચક ચિહ્ન હોય, અને આગળ વધતાં આવાં સૂચક ચિહ્નાનાં મિશ્રણથી સંખ્યા બતાવાય. હવે સામાન્ય રીતે એક બે ત્રણ ચાર એમ નવ સુધી આંકડા અને ૦. પ્રથમ નવ સુધીની સંખ્યા અને શૂન્યનાં સૂચક ચિહ્નો છે અને ત્યાર પછી દરેક દસકે આંકડા બદલાય. એવી રીતે દશાંશનો ભેદ સો સુધીનો બતાવવો.

ત્યાર પછી ગણિતનાં ચાર મૂળ અંગ સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર એક પછી એક શીખવવાં, અને તે ચારેમાં નિયમોનાં કારણો બતાવતા જવું, ને દરેકમાં દષ્ટાંત દેખાડવાં. બાદબાકીમાં દશક લઇને બાદ કરવાનું. એ બાબત ઘણીજ સાવચેતીથી બાળકને સમજાવવાની છે. સાતમા વર્ષમાં પહેલી ચોપડી અને સહેલી રકમના સરવાળા ને બાદબાકી એટલું શીખવવું.

આઠમા વર્ષમાં બીજી ચોપડી, તથા ગણિતમાં ગુણાકાર અને ભાગાકાર સાદી રકમના શીખવવા.

તે ઉપરાંત એ ઉમરથી નવા વિષય દાખલ કરવા, તે કયા હોવા જોઇએ તેનો વિચાર કરીએ.

એકી વખતે ઘણા વિષય શીખવવાથી મગજ ગુંચવાઈ જાય એ વાત ખરી છે, તોપણ આપણાં છોકરાંને અંગ્રેજી ભાષાના જ્ઞાનની ઘણીજ અગત્ય હોવાથી આઠમા વર્ષથી ઇંગ્રેજી પ્રાઇમર શરૂ કરવી યોગ્ય છે. ઘણા લોકો આ મતની વિરૂદ્ધ હશે. ઘણાનો અભિપ્રાય એવો હોય છે કે સ્વભાષાનું જ્ઞાન સંપૂર્ણ પ્રાપ્ત થાય ત્યારેજ પરભાષા શરૂ કરવી જોઇએ. ઘણા લોકોએ આવી રીતે અભ્યાસ કર્યો હશે અને આ અભિપ્રાય તદ્દન ખોટો નથી. છોકરાંઓ સ્વભાષા આવડયા પછી ઇંગ્રેજી શીખવાનું શરૂ કરે તો ઇંગ્રેજી વાક્યરચના, અને ઇંગ્રેજી વિચાર વધારે સારી રીતે સમજી શકે એ વાત ખરી છે. પણ ઇંગ્રેજી શીખવાની શરૂઆત, એટલે માત્ર સહેલા શબ્દો, અને ટુંકાં

જાણીતી વસ્તુઓનાં નામ, અને જાણીતા વિચાર આવે એવાં ટુંકાં વાક્યો વાંચતાં ને લખતાં એ ઉમરે આવડશે તો સ્વભાષાનું કાંઇ અપૂર્ણ જ્ઞાન મળવાનો સંભવ નથી. ઉલટું એ ઉમરે યાદદાસ્તશક્તિ ઘણી તીવ્ર હોય છે, અને જીભ જેમ વાળવી હોય તેમ વળી શકે તેવી હોય છે. તેથી ઘણી ઝડપથી બાળક શીખી શકશે, અને તેટલું શીખ્યાથી આગળ ઉપર ઘણો વખત બચશે, અને એ વધેલા વખતનો ઉપયોગ વધારે સારી રીતે કરી શકાશે. વળી લાંબો વખત ઇંગ્રેજી ભાષાનો પરિચય હશે તો ભાષા વધારે સારી રીતે આવડશે, અને તેનું જ્ઞાન વધારે પરિપૂર્ણ થવાનો સંભવ છે.

તોપણ એટલું તો લક્ષમાં રાખવું કે, ઇંગ્રેજી શીખવાની ઉત્કંઠામાં સ્વભાષાને માટે બેદરકાર ન રહેવું જોઇએ, અને ઇંગ્રેજી પ્રાઇમર પણ એવીજ જોઇએ કે જેમાં અજાણી પરદેશી વસ્તુઓ કે વિચારની સૂચના હોવી ન જોઇએ. કેમકે શરૂઆતમાં ઇંગ્રેજી સ્પેલીંગ, ઉચ્ચાર, વાક્યરચના, અને અર્થ એટલુંજ બહુ છે. તેથી તે ઉપરાંત અજાણી વસ્તુઓનાં નામ ઉમેરીએ તો તે બાળકના ગજા કરતાં વધારે થઈ જાય, ઉલટું એથી બાળકની મુસ્કેલીમાં વધારો થાય.

આપણાં છોકરાંને ઇંગ્રેજી મૂળાક્ષર શીખવવા માટે પ્રથમ અક્ષરના ઉચ્ચાર આપણી ભાષામાં શીખવવા, અને દરેક અક્ષર આપણા કયા કયા અક્ષરનો બનેલો છે તે બતાવવું.

ઇંગ્રેજી પ્રાઇમરમાં પણ અઘરી જોડણીવાળા શબ્દો, અને અઘરાં વાક્યો શરૂઆતમાં હોવાં ન જોઇએ.

તરજૂમો કરાવતી વખતે આખાં વાક્યોનો અર્થ શિક્ષકે એકદમ કહી ના દેવો, પણ છૂટક શબ્દોના અર્થ કહી બતાવ્યા પછી બાળક પાસે જ આખા વાક્યનો અર્થ કઢાવવો, તેમાં થોડી ઘણી મદદ આપવી ખરી. ઇંગ્રેજી વાક્યરચના અને આપણી વાક્યરચનાનો ભેદ સમજાવવો. એવી રીતે શીખવ્યાથી ડીક્ષનેરીની મદદથી ગમે તે વાક્યનો અર્થ કરતાં આવડશે.

ઇંગ્લીશ અક્ષર શીખવતી વખતે નાના અક્ષર, અને કૅપીટલ અક્ષર, છાપેલા તથા લખેલા અક્ષરનું મળતાપણું જોતા શીખવવું. એમ કર્યાથી છોકરાંની નિરીક્ષણુશક્તિ અને જીજ્ઞાસા જાગ્રત થશે.

ઇંગ્રેજી લખાણુ માટે શરૂઆતમાં લીટી દોરેલા કાગળ વાપરવા, અને બે લીટીની વચ્ચે લખાવવુ. બન્ને લીટીની વચ્ચે અંતર સરખું હોવું જોઇએ. શિક્ષકે દરેક અક્ષરમાં જે ભુલ હોય તે પહેલેથીજ સુધારવી એટલે ફરીથી તેવી ભુલ થવાનો સંભવ નહિં રહે. અક્ષર સુધારવા માટે કૉપીબુક બહુ લખાવવી.

છોકરાંને ઇંગ્રેજી પ્રાઇમર આવડે, એટલે નવમા વર્ષથી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરવો.

સંસ્કૃતના જ્ઞાનથી ગુજરાતીનું જ્ઞાન સારૂં થશે. સંસ્કૃતમાં મૂળાક્ષર તો ગુજરાતી જેવાજ છે, એટલે તે તો તરત આવડશે. સંસ્કૃતના શબ્દો એ ઘણુાખરા ગુજરાતીને મળતા હોય છે. મુસ્કેલી માત્ર વ્યાકરણુના રૂપાંતરમાં પડે છે. સંસ્કૃત વ્યાકરણુની શરૂઆત કર્યા પહેલાં ગુજરાતી વ્યાકરણુ થોડું આવડવું જોઇએ. સામાન્ય સંધિના નિયમ આવડવા જોઇએ, અને નામની વિભક્તિ તથા ક્રિયાપદના કાળ તથા ભેદનું જ્ઞાન હોવું જોઇએ. આટલું ગુજરાતી વ્યાકરણુ આવડયા પછી સંસ્કૃત નામ, વિશેષણુનાં રૂપાંતર તથા ક્રિયાપદના રૂપ વગેરે આવડવું જોઇએ. તે વખતથી સંસ્કૃત માર્ગોપદેશિકા ગુજરાતીમાં શરૂ કરવી જોઇએ. પ્રથમથી સહેલા શ્લોક નળાખ્યાન જેવી ચોપડીઓમાંથી વાંચવાનો મહાવરો રાખ્યો હોય તો સારૂં. સંસ્કૃત ગદ્ય કરતાં શ્લોક છોકરાંને સહેલાઇથી આવડે છે. તેથી ગદ્ય તો શરૂઆતમાં વંચાવવાની અગત્ય જ નથી.

આઠમા અને નવમા વર્ષમાં ઉપર કહેલા વિષયો શીખવાશે. દશમા વર્ષથી ભૂગોળવિદ્યાનો વિષય શરૂ કરવો, એટલે એકંદર દશમા વર્ષમાં નીચે પ્રમાણે અભ્યાસક્રમ થશે.

૧ ગુજરાતી વાંચનની ચોપડી.

૨ ગુજરાતી વ્યાકરણ.

૩ સંસ્કૃત વાંચન ( નળાખ્યાન જેવું પુસ્તક. )

૪ સંસ્કૃત વ્યાકરણ ( માર્ગોપદેશિકા )

૫ ઇંગ્લીશ વાંચન.

૬ ગણિત.

૭ ભૂગોળવિદ્યા.

ભૂગોળવિદ્યા ગુજરાતીમાં જ શીખવવી અને તે ઘણીજ સહેલી અને ટુંકાણમાં હોવી જોઇએ.

પૃથ્વીનો આકાર, તેનું કદ, મુખ્ય ખંડોનાં નામ, મુખ્ય વ્યાખ્યા, એટલાનું સંક્ષિપ્ત વિવેચન આપવું જોઇએ. પૃથ્વી ગોળ છે તેનાં કારણો પણ થોડાં થોડાં બાળકે જાણવા જોઇએ. પણ દરેકે દરેક કારણો સૂક્ષ્મ રીતે જાણવાની એ ઉમરે અગત્ય નથી.

શરૂઆતમાં ઘણું શીખવવાની જરૂર નથી. એમ કરવા જતાં તો બાળક ગભરાઈ જાય, અને માત્ર પોપટની માફક શીખવાની તેને ટેવ પડે. છોકરાંનું સામાન્ય જ્ઞાન વધારવાનો જ આપણો પ્રયત્ન હોવો જોઇએ.

ભૂગોળવિદ્યાની શરૂઆત પોતાના રહેવાના ઘરથી કરવી. પછી નકશાની કે પૃથ્વીના ગોળાની મદદથી ધીમે ધીમે ઘર, મહોલ્લો, શહેર, પ્રાંત એમ આગળ વધવું. ઘણો વિસ્તાર કરવો નહિ.

અગીઆરમા વર્ષમાં ઉપર બતાવેલા વિષયો વધારે વિસ્તારથી શીખવવા, અને માત્ર એક વિષય, ભરતખંડનો ઇતિહાસ, તેમાં ઉમેરવો.

ગુજરાતી, ઇંગ્રેજી, અને સંસ્કૃત ભાષા શીખવતી વખતે છોકરાં પાસે પદચ્છેદ ને તરજૂમો કરાવવાં જોઇએ, અને ડીક્ટેશન પણ શીખવવું જોઇએ.

અગીઆરમા વર્ષનો ગણિતમાં સાદા અપૂર્ણાંક અને દશાંશ અપૂર્ણાંક

આવડવા જોઇએ અને તે બધાના હિસાબ ગણે તે ઉપરાંત દરેક હિસાબની પદ્ધતિ બરોબર બતાવતાં આવડવી જોઇએ.

ભૂગોળવિદ્યા શીખતી વખતે દરેક ભાગનો સાધારણ નકશો ચીતરતા આવડવો જોઇએ.

ઇતિહાસનું પુસ્તક સહેલું અને ટુંકાણમાં લખેલું હોવું જોઇએ. પણ તેની ભાષા સારી હોવી જોઇએ. ઐતિહાસિક બનાવોની હકીકત ઘણી વિસ્તારપૂર્વક હોવાની જરૂર નથી. ઇતિહાસનો સામાન્ય ખ્યાલ આપ્યા પછી વર્તમાનકાળની હકીકતથી શરૂઆત કરવી જોઇએ. અમુક વાઇસિરૉય કે ગવર્નરની કારકીર્દી આટલાં વર્ષ ટકી, અથવા તેના સમયમાં આટલા યુદ્ધ થયાં એટલું જ્ઞાન કાંઈ ઉપયોગનું નથી. પરંતુ તેટલા વખતમાં આપણા લોકની સ્થિતિમાં, વિદ્યા, કળા, વેપાર એ સર્વેમાં કેટલો ફેરફાર થયો, સરકાર તરફથી સ્વતંત્રતાના હક્ક કેટલા મળ્યા, આપણા લોક કેવા હક્કને લાયક થયા. દેશની સ્થિતિ કેટલી સુધરી કે બગડી એ સર્વનું જ્ઞાન આપવું જોઇએ. અને તેટલા માટે પહેલવહેલું વિવેચન વર્તમાનકાળનું કરવું જોઇએ. ત્યાર પછી ભૂતકાળમાં જતાં જતાં બ્રિટીશ રાજ્યની સ્થાપના, મુસલમાની રાજ્ય, અને ત્યાર પછી અસલના હિંદુ રાજ્યની હકીકત કહેવી. તે સર્વમાં આપણી અસલની મોટાઈ, શૌર્ય, જ્ઞાન એ સર્વને માટે જુસ્સો ઉત્પન્ન કરવો. રજપૂત વીર અને રજપૂતાણીઓના ધૈર્યનું ભાન કરાવવું જોઇએ; કેટલે અંશે તે પ્રસંગની રીતભાતનું અનુકરણ આપણાથી કરી શકાય તેમ છે એ સર્વ સવિસ્તર કહેવું.

વર્તમાનકાળથી શરૂ કરવાનો હેતુ એ જ છે કે જાણીતી વાત ઉપરથી અજાણી વાત પર જવું સહેલું પડશે. એવી રીતે શીખવવું અઘરૂં નહિ પડે.

# પ્રકરણ ૪ થું.



## તનની કેળવણી.

છેક નાની ઉમરથી બાળકની શારીરિક કેળવણી તરફ લક્ષ આપવાની ઘણીજ અગત્ય છે, કારણ કે શારીરિક શક્તિઓ વધવાનો એ જ વખત છે, અને તે વખતે બાળકનું શરીર ઘણું કોમળ હોય છે.

શારીરિક કેળવણી માટે ચાર બાબત ઉપર ધ્યાન આપવાનું છેઃ—

૧ ખોરાક. ૨ કપડાં. ૩ કસરત. ૪ રમત.

બાળપણમાં ત્રણ ત્રણ ચાર ચાર કલાકને અંતરે યોગ્ય પ્રમાણમાં ખોરાક આપવો. છોકરાંનાં અવયવ ખીલવાને આ વખત છે તેથી ખોરાકની જરૂર વધારે છે.

બાળકને જે વધારે ખોરાક આપવો એ સંભાળવું જોઇએ તેમ જ છેક થોડો ખોરાક આપી ભૂખ્યાં પણ ન રાખવાં જોઇએ. ખોરાક સાદો અને પુષ્ટિકારક હોવો જોઇએ. દાક્તર જો સલાહ આપે તો જ દાબડાનું દૂધ વગેરે ખોરાક આપવો. માનું દૂધ જો પુરતું આપી શકાતું ન હોય તો ગાયનું દૂધ આપવું. પણ તે આપતાં દૂધ સ્વચ્છ છે કે નહિ, ગાયને સારો ખોરાક આપવામાં આવે છે કે નહિ, ગાયને રખડતી તો મૂકવામાં નથી આવતી, એ સર્વ માટે બહુ જ કાળજી રાખવી જોઇએ. આપણો દેશ ગરમ હોવાથી બાળકને ઘણાં કપડાંની જરૂર નથી. આપણાં છોકરાંને ઘણાં કપડાં પહેરવાની ટેવ પાડયાથી ઉલટું નુકસાન થાય છે. સહેજ પણ ઠંડી લાગે તો શરદી થવાનો ભય રહે, માટે છોકરાંને બહુ લુગડાં પહેરાવવાં નહિ; અને સૂર્યનો સાધારણ તાપ તથા ઠંડી સહન કરવાની ટેવ પાડવી જોઇએ.

વળી બાળકનું અંગ તથા કપડાં ઘણાંજ સ્વચ્છ રાખવાં જોઇએ. સ્વચ્છતા એ તો તંદુરસ્તી સાચવવાનું મોટું સાધન છે. દરેક પ્રકારની સ્વચ્છતા સાચવતાં બાળકને શીખવવું જોઇએ. અને તે માટે પુસ્તકદ્વારા જેટલું શિક્ષણ આપી શકાય છે તેના કરતાં વાતચીતથી, તેમજ સ્વચ્છતાના નિયમનો ઘરમાં ઉપયોગ કરવાથી વધારે સુગમતાથી શિક્ષણ આપી શકાય છે.

બાળકનાં પહેલાં પાંચ વર્ષમાં રમત અને કસરતમાં ભેદ હોવો ન જોઇએ. રમત એજ એની કસરત હોય છે. છોકરાંને તેમની ઇચ્છા પ્રમાણે રમવા દેવાં જોઇએ. જેટલો વખત રમવું હોય અને જે રમત રમવી હોય તે રમવા દેવી; માત્ર પોતાને કે બીજાને ઇજા થાય એવી રમત ન રમવા દેવી. છોકરાંઓ જેમ જેમ મોટાં થાય તેમ તેમ તેમનાં અવયવ અને શારીરિક શક્તિ બરોબર ખીલે એવી તેમની રમત રાખવી જોઇએ.

દરેક દરેક અવયવને કસરત મળવી જોઇએ.

બાળકને રમતમાં ને રમતમાં કસરત મળે એવી રમતો તેને બતાવવી. જોર જુલમ કરીને એને કસરત કરાવવી નહિ. કેમકે એમ કર્યાથી તેને રમુજ નહિ પડે, અને તેથી તેની તંદુરસ્તી સુધરવાને બદલે બગડશે. રમત એજ બાળકનાં અવયવ ખીલવાનું સાધન છે, અને તેની રમતમાં જો આપણે કાળજી રાખીશું તો તેને સારી અંગકસરત મળશે.

છોકરાં જેમ મોટાં થાય તેમ તેને ખોરાક પુષ્ટિકારક અને વધારે જથામાં તોપણ સાદો અને માપસર આપવો જોઇએ. અતિશય અને ઘણી મીઠાશવાળો, કે ભારે ખોરાક આપવો નહિ. સ્વાદને કેળવવો જ નહિ, અથવા સંન્યાસી પેઠે ખાવું ના જોઇએ એવો ભાવાર્થ નથી. ઇશ્વરે એટલા સારા અને સ્વાદિષ્ટ પદાર્થ સરજાવેલા છે કે તેનો ઉપભોગ ના કરીએ તો યોગ્ય ગણાય નહિ, અને વળી સ્વાદથી ખાધેલું અન્ન હોય તે વધારે જલદી પાચન થઈ શકે છે. કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે ખાનપાનને

ખાતર જીંદગી નથી પણ જીંદગી માટે ખાનપાન છે, એ સિદ્ધાંત બાળકોએ બરાબર સમજવો જોઇએ. વળી એ પણ જાણવું જોઇએ કે યોગ્ય પ્રમાણમાં ખોરાકની જરૂર છે; પણ અતિશય ખોરાકથી તો માત્ર નુકશાન જ થાય છે.

છોકરાં જેમ મોટાં થાય તેમ તેને પુષ્કળ કસરત કરાવવી જોઇએ. કસરતને લીધે જ તેનું શરીર તંદુરસ્ત રહેશે, અને તંદુરસ્ત શરીર હશે, તોજ બુદ્ધિબળ વધશે. સાત વર્ષ સુધી તો ઘણોખરો વખત રમતમાં જ ગાળવો જોઇએ. માત્ર થોડો વખત ભણવા માટે રાખવો. જેમ અભ્યાસક્રમ વધે, તેમ રમતના વખતમાં ઘટાડો કરવો. છોકરાંઓને એવી કસરત અને રમત કરાવવી કે જેથી તેની તંદુરસ્તી વધે, અને કાંઇ તેને નુકસાન થાય નહિ અને તે ઉપરાંત તેથી તેની માનસિક અને નીતિની ઉન્નતિમાં વધારો થાય એવાં હોવાં જોઇએ.



# પ્રકરણ ૫ મું.



## ધાર્મિક કેળવણી.

નાની વયમાં ઇશ્વર વિષે મનન કરવાને માનસિકશક્તિ સંપૂર્ણ ખીલેલી હોતી નથી, તેથી ધાર્મિક કેળવણી તે વખતે આપવી બહુ મુશ્કેલ છે. મહાન પુરૂષો પણ ઇશ્વરનું ચિંતન પરિપૂર્ણ રીતે કરી શકતા નથી તો એક અલ્પ બાળક તે શી ગણતરીમાં ? જે અગમ્ય પ્રભુનું ચિંતન કરતાં વાણી થાકી જાય છે, અને મન પાછું હઠે છે એવા પ્રભુની કલ્પના એક નાનું બાળક તે શી રીતે કરી શકે ? તેમ છતાં ધાર્મિક કેળવણીની શરૂઆત તો બાળપણથીજ કરવી જોઇએ. જેમ બાળકના શરીરને પુષ્ટિકારક ખોરાક અને કસરત આપીને ઉછેરીએ છીએ, નવી નવી વસ્તુઓ બતાવીને તેની બુદ્ધિ ખીલ-

વીએ છીએ, સારી શિખામણો આપીને નીતિની ભાવના જાગ્રત કરીએ છીએ, તેજ રીતે, તેના આત્માની ઉન્નતિ કરવાને પ્રયત્ન કરવાની અગત્ય છે. આત્માની ઉન્નતિ કરવી એ તો મનુષ્યજીવનનું પ્રથમ કર્ત્તવ્ય છે. બીજા સર્વ વિષય તેની આગળ તુચ્છ ગણવા જોઇએ.

વળી ધાર્મિક બાબતો શીખવાને માટે બાળક તદ્દન અયોગ્ય છે એવી કલ્પના ભૂલભરેલી છે. તેને દરેક કાર્યનાં કારણ જાણવાની જીજ્ઞાસા હોય છે, તેમજ તેની જીજ્ઞાસા તૃપ્ત કરવાને તથા પીડા દૂર કરવાને ઘણી વાર તે દુઃખ તથા ભયની વખતે આક્રંદ પણ કરે છે. એવે પ્રસંગે માએ ધીરજથી તેનું દુઃખ દૂર કરવાનો અને તેની જીજ્ઞાસાને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. બાળકને ખરૂં સુખ મળે તે માટે પ્રથમથી જ તેનામાં ઇશ્વિર માટે ગમે તેવો અપૂર્ણ ભાવ પણ જાગ્રત કરવો જોઇએ. ધ્રુવ જ્યારે પાંચ વર્ષનો રમતો કૂદતો બાળક હતો ત્યારથી તેની માતાએ ઇશ્વિર પર શ્રદ્ધા રાખતાં શીખવ્યું હતું અને એજ ઇશ્વિરશ્રદ્ધાને બળે એ મહાત્માનું નામ અમર થઈ ગયું છે. તો આપણે પણ આપણાં છોકરાંને ઇશ્વિર પર શ્રદ્ધા બેસાડવાનો પ્રયત્ન કરવો. ઇશ્વર વિષે ચિંતન કરતાં બાળક ઘણીવાર ગોથા ખાશે એવી વખતે તેની ભૂલ સુધારવી જોઇએ; અને તેના સંશયનું નિરાકરણ બનતા સુધી કરવું.

ઇશ્વિર વિષેનું બાળકનું જ્ઞાન ગમે એટલું ભૂલ ભરેલું અને અપૂર્ણ હોય, તોપણ તેને ધર્મની કેળવણી આપવાનું મોટી ઉમર થતાં સુધી મુલતવી રાખવું બરોબર નથી. ગમે તે ઉમરે શરૂ કરીએ, તોપણ પ્રથમ તો ભ્રાન્તિમય વિચાર હોય. ભ્રાન્તિ, સંશય, ધીમે ધીમે દૂર કરવાં, પણ ઇશ્વિરશ્રદ્ધાનું સિંચન તો પ્રથમથી જ કરવું.

ઇશ્વિર સૃષ્ટિનો કર્ત્તા અને પાલન કરનાર છે, તે સર્વ શક્તિમાન, સર્વજ્ઞ અને સર્વ વ્યાપી છે, ન્યાયકારી, કરૂણામય, અને પરમ પવિત્ર છે, અને તેજ ઇશ્વિર પૂજ્ય છે. આ સિદ્ધાંત તેના મનમાં પ્રથમથી ઠસાવવો. ઇશ્વિર

વિષેના આ પ્રકારના સામાન્ય સિદ્ધાંત શીખવવા પણ અમુક પંથના મત શીખવવાનો પ્રયત્ન કરવો નહિ.

કોઇ એમ કહેશે કે ઉપર કહેલા સામાન્ય સિદ્ધાંતો શીખવવાથી પણ બાળકનું મગજ ગુંચવાશે. દૃષ્ટાંત તરીકે આપણે એને એમ શીખવ્યું કે ઇશ્વર સર્વ વ્યાપી છે તો એ સહજ પ્રશ્ન પૂછશે કે જો ઇશ્વર સર્વ ઠેકાણે છે તો તેની ભક્તિ કરવાને મંદિર કે દેવળમાં જવાની શી જરૂર છે ? આવા તર્કવિતર્ક થાય તે ખરૂં છે, પણ તેવા સંશય દૂર કરવાનો પ્રયત્ન કરવો. મંદિરમાં ભક્તિ કરવાનો ઉદ્દેશ એ કે ઇશ્વર સર્વ ઠેકાણે છે તો મંદિરમાં પણ છે અને એક જગ્યા ભક્તિ માટે મુકરર કરી હોય તો સર્વને અનુકૂળ પડે. એવી કોઇ પણ રીતે એનું નિરાકરણ કરવું ને એમ સિદ્ધાંતો એના મનપર દૃઢ કરવા.

કોઇપણ તકરારી મત કહેવા નહિ.

સારાંશ કે બાળકને સમજણ પડે એવી રીતે દરેક સામાન્ય સિદ્ધાંત તેના મનમાં ઠસાવવા, તો આગળ જતાં તેનું જીવન ધર્મમય, નીતિમય થશે, અને તેજ એના આત્માની ઉન્નતિ થશે



# સોસાઇટીએ છપાવેલાં ઉપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| અબળા સંજીવન | ૦-૮-૦ |
| આરોગ્યતા અને સ્વચ્છતા | ૦-૧૦-૦ |
| ઇસ્લામનો ભરતીઓટ | ૦-૮-૦ |
| ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ | ૨-૦-૦ |
| કવિતાવિલાસ | ૦-૧૨-૦ |
| કન્યાઓની અછત વિષે નિબંધ | ૦-૭-૦ |
| કર્તવ્ય | ૧-૮-૦ |
| સદ્વર્તન | ૧-૮-૦ |
| દલપત કાવ્ય ભાગ ૧ લો | ૧-૮-૦ |
| ,, ,, ભાગ ૨ જો | ૧-૮-૦ |
| રાસમાળા ભાગ ૧ લો | ૨-૦-૦ |
| ,, ભાગ ૨ જો | ૨-૦-૦ |
| જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨-૦-૦ |
| રૂઢી પ્રયોગ કોષ | ૧-૧૨-૦ |
| ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન | ૦-૮-૦ |
| ગર્ભપોષણ અને સુવાવડ | ૦-૬-૦ |
| સ્ત્રીબોધક સતીચરિત્રો | ૦-૩-૦ |
| ઘરમાં વપરાતી ચીજોનું રસાયન | ૦-૪-૦ |
| છોકરાંની આરોગ્યતા | ૦-૬-૦ |
| જમણવાર વિષે નિબંધ | ૦-૮-૦ |
| જીવતત્વ | ૦-૮-૦ |
| જીવનનો આદર્શ | ૦-૧૨-૦ |
| બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યાનુવાદ | ૫-૦-૦ |
| જીંદગીનું સાફલ્ય | ૧-૦-૦ |
| જીંદગીનો ઉપયોગ | ૧-૦-૦ |
| દુકાળ વિષે નિબંધ | ૦-૬-૦ |
| ધર્મનીતિ | ૦-૭-૦ |
| રસાયનશાસ્ત્ર ( સચિત્ર ) | ૦-૧૦-૦ |
| ન્યાયશાસ્ત્ર | ૦-૧૨-૦ |
| નીતિ સિદ્ધાંત | ૧-૦-૦ |
| પરોપકાર | ૦-૧૨-૦ |
| માર્કોપોલોનો પ્રવાસ | ૦-૧૨-૦ |
| બર્નિયરનો પ્રવાસ | ૧-૦-૦ |
| પ્રતિનિધિરાજ્ય વિષે વિવેચન | ૧-૦-૦ |
| પ્રાચીન ભરતખંડનો મહિમા | ૦-૮-૦ |
| શિશુપાળવધ ( પૂર્વાર્ધ ) | ૧-૦-૦ |
| કીરાતાર્જુનીય કાવ્ય | ૧-૦-૦ |
| ભોજનવ્યવહારત્યાંકન્યાવ્યવહાર | ૦-૪-૦ |
| ભ્રાન્તિસંહાર નાટક | ૦-૮ |
| હિન્દની ઉદ્યોગસ્થિતિ | ૦-૬ |
| સરળ પદાર્થ વિજ્ઞાન | ૦-૬ |
| વાર્નિશ | ૧- |
| તેજાબો | ૦-૧૨ |
| સીમેન્ટ બનાવવાનો હુન્નર | ૦-૧૨ |
| હેન્રી ફોસેટનું ચરિત્ર | ૦-૧૨ |
| મોટી ઉમરની હિન્દુ સ્ત્રીઓની કેળવણી | ૦-૬ |
| સ્વાતંત્ર્ય | ૧- |